ॐ ह्रीँ अर्हँ नमः ।

સિદ્ધગિરિ મંડળ શ્રી કેસરિયાજી આદીનાથાય નમ ॥

# આદર્શ પ્રેરણા

## સોનેરી સુવાકયો....




, પ્રકાશક

શ્રી સ્યાદ્વાદામૃત પ્રકાશન મંદિર ટ્રસ્ટ

પાલિતાણા (સૌરાષ્ટ્ર)

વીર નિર્વાણ સં ૨૫૦૬ (વિ સં ૨૦૩૬)

અનંતલબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામી ગણધરાય નમોનમઃ

# શ્રી કેસરિયાજી વીરપટ્ટપરંપરાના પ્રતિમાજી તથા મંદિરનો આછો પરિચય

શ્રી કેસરિયાજી મંદિરનો રંગ મંડપ ઘણો વિશાળ છે. તેમાં તથા ઉપરના મેઘનાદ મંડપના રંગમંડપમાં શ્રી મહાવીર સ્વામીના ૧૧ ગણધરોની તથા પટ્ટપરંપરાએ થયેલા મહાન આચાર્યોની મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરવાની છે.

આ મૂર્તિઓ ગણધર મુદ્રા, સૂરિમંત્રની મુદ્રાઓ તથા યોગ-મુદ્રાઓવાળી તેમજ કેટલીક મહાવીર સ્વામીની મુર્તિ સહિતની સારા આરસમાં શાસ્ત્રીય પદ્ધતિથી થશે.

દરેક મૂર્તિની ઉપર તેમનું જન્મસ્થાન, સમય, માત-પિતાના નામ, ગોત્ર, આયુષ્ય, શાસનકાળ, ગ્રંથ રચના વિગેરે વિશિષ્ટ કાર્યોની નોંધો આરસના શિલાલેખમાં આપવામાં આવશે તેમજ તેમના ખાસ પ્રસંગોના દ્રશ્યો નીચેના ભાગમાં ઉપદેશાત્મક અને પ્રેરક રીતે આપવામાં આવશે.

વિશેષ માહિતી અને રચનાઓ તથા શાસનપ્રભાવનાનો ગૌરવ-વંતો ઈતિહાસ સાથે આપવામાં આવશે.

શાસન નાયક શ્રી વીર પ્રભુનું શાસન અઢી હજાર વર્ષથી અવિચ્છિન્ન ચાલી રહ્યું છે. તેમની પાટ ઉપર મહાપ્રભાવક અદ્ભૂત ચરિત્ર શ્રી સુધર્મા સ્વામિજી, શ્રી જંબુ સ્વામિજી આદિ આજ સુધીના આચાર્ય દેવોની વિવિધ મુદ્રાવાળી મુર્તિઓ પ્રતિષ્ઠિત કરવાની છે. મુર્તિની પલાઠીમા મુર્તિ ભરાવનારનું કુટુંબ સાથે નામ તેમજ પ્રેરકનું નામ દરેક વાંચી શકે તે રીતે અને મુર્તિના નીચેના ભાગમાં પ્રસંગોના અનોખા દ્રશ્યો આવશે. તેથી દર્શન કરનારને ઐતિહાસિક જ્ઞાન મળશે તો આવા અમુલ્ય સ્વપરહિતકારી કાર્યોમાં સિદ્ધગિરિજી જેવા પવિત્ર તીર્થમા લાભ લઈ પુણ્યાનુબંધી પુણ્ય પ્રાપ્ત કરવાની આ અમુલ્ય તકને વધાવી લેશો.



નમો નમ શ્રી ગુરુ નેમિસૂરયે

શ્રી નેમિ-વિજ્ઞાન-કસ્તૂર-મેરૂદેવ ધુરન્ધરસૂરિવરેભ્યો નમો નમ

તપસ્વી આત્માને અમારા કોટિ કોટિ વાર વંદન

卐 卐 卐

## અ.સૌ. શ્રી મંજુલાબેન માણેકલાલ શાહ

( ગુંજાલા નિવાસી )

## અ.સૌ. શ્રી પ્રેમિલાબેન હર્ષદરાય મહેતા

( કપડવંજ નિવાસી )

卐 卐 卐

શ્રી સિદ્ધગિરિ ( પાલિતાણા ) વર્ષિતપની
દીર્ઘ તપશ્ચર્યાના પારણા નિમિત્તે



વિ સં. ૨૦૩૯ વૈશાખ સુદ ૩ ને રવિવાર
તા ૧૫-૫-૮૩

## અક્ષયતૃતીયા દિન

આ પુસ્તક તમોને ભેટ અર્પીએ છીએ



પ્રાપ્તિસ્થાન :—

૧ શ્રી અમૃતોદય પુણ્ય પૌષધશાળા
અમદાવાદ- ૩૮૦૦૦૧

૨ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જૈન દહેરાસરની પેઢી
દોલતનગર, બોરીવલી [પૂર્વ]
મુંબઈ-૪૦૦૦૬૬

૩ શ્રી સ્યાદ્વાદામૃત પ્રકાશન મંદિર ટ્રસ્ટ
કેસરીયાનગર પાલિતાણા-૩૬૪૨૭૦

આવૃત્તિ પ્રથમ　　　　　　　　　　પ્રકાશન સંવત
નકલ-૧૦૦૦　　　　　　　　　　　　૨૦૩૬

મૂલ્ય રૂા. ૪-૦૦

: મુદ્રક :
સ્યાદ્વાદ મુદ્રણાલય
ભૂતેશ્વર રોડ,
પાલિતાણા [સૌરાષ્ટ્ર]

# અર્પણ





વીશમી સદીના અદ્વિતિય પુણ્ય શ્લોક પુરૂષ,
જાણે ત્રણસો વર્ષ પૂર્વે થયેલ ગીતાર્થ
મહાપુરૂષોમાંના એક, જૈન શાસનના સમર્થ
સુકાની. અનેક તીર્થોદ્ધારક, પરમોપકારી,
પરમારાધ્યપાદ, શાસનસમ્રાટ શ્રી વિજય
નેમિસૂરીશ્વરજી મહારાજના ચરણકમળમાં
અજ્ઞાન બાળકની અગણિતભાવે વંદનાંજલિ

લિ૦
ચરણરેણુ ધર્મધ્વજવિજય

# સર્વજ્ઞને અનુસરો

આપણાથી વિશેષ જાણકારના મતને આપણે અનુસરીએ છીએ, અને જો નથી અનુસરતા તો ગેરલાભ થાય છે—અમુક થાય છે. આ વાત સમજણ ધરાવતા સહુ કોઈ માને છે. તો પછી સર્વજ્ઞને અનુસરનારને કેટલો લાભ થાય અને નહિ અનુસરનારને કેટલો ગેરલાભ થાય! એ સહેલાઈથી સમજાય એવું છે. લાભની ઇચ્છાવાળાએ સર્વજ્ઞના મતનું અનુસરણ કરવું હિતાવહ છે, છે.

તા. ૨૦-૧૦-૧૯૫૮

—પ. પૂ૦ આ. શ્રી ધર્મધુરંધરસૂરીશ્વરજી મ. સા.

('ઉન્મેષ'માંથી સાભાર)

# પ્રકાશકિય નિવેદન

જૈન શાસનમા જ્ઞાનોપાસનાના વિવિધ અ ગો સારા પુષ્ટ થયેલા જોવાય છે છેલ્લા સૈકામા ગ્રન્થ પ્રકાશનો સારા પ્રમાણમા થયા છે વિશિષ્ટ ગ્રન્થો સારી રીતે સ પાદન થઈને બહાર પડ્યા છે

પ્રાચીન જૈન સાહિત્ય ખૂબ સમૃદ્ધ અને વિશાળ છે. જૈનાચાર્યો, વિદ્વાનો અને સાહિત્યકારોએ ધર્મ, દર્શન, ઇતિહાસ, સાહિત્ય, જ્યોતિષ વિગેરે વિધવિધ વિષયો પર વિશ્લેષણ કરીને વિપુલ પ્રમાણમા ગ્ર થો રચ્યા છે એટલુ જ નહીં પણ તેનો વાચક વર્ગ-અધ્યયન કરનારો વર્ગ પણ છે આ અ ગે જે થઇ રહ્યુ ને ચાલે છે તેથી અસ તુષ્ટ રહેવુ એ સાચી દિશા નથી તેમ સ તોષ કરીને નિષ્ક્રિય રહેવુ તે ય ઉચિત નથી

જૈન સાહિત્યમા ચરિત્ર કથાઓ તેની અનોખી શૈલિના લીધે, વાચકવર્ગને હૃદય ગમ બની છે ભારતના કથાસાહિત્યમા જૈન કથા અને રાસાઓનો ફાળો નોધપાત્ર છે આપણે ત્યા આ સાહિત્ય ભ ડારોમા ખૂબ કાળજીપૂર્વક સાચવી રાખ્યુ છે પર તુ સમયના વહેણ સાથે તે તરફ ઉપેક્ષા પણ સારી સેવાય છે આ સાહિત્યનુ પુનર્મુદ્રણ વ્યવસ્થિત રીતે પ્રકાશિત થાય તો જૈનસમાજને બધા અભ્યાસીઓને અને વિદ્વાનોને જૈનધર્મનો વિશેષ પરિચય થાય અને પ્રાચીન ને અર્વાચીન સાહિત્ય પ્રતિ વિશેષ અભિરુચિ વધે આ હેતુથી આ સાહિત્યનુ સ શોધન અને પ્રકાશન વર્તમાનમા અત્ય ત જરૂરી બન્યુ છે.

અમારા આ ટ્રસ્ટનો ઉદ્દેશ વ્યવસ્થિત લાભ લેનાર વિશાળ વર્ગ વધતો રહે તેથી આ કામ અંગે અમે પણ થોડું યોગ્ય કરવા ઉદ્યત થયા છીએ. ને તે માટે "સ્યાદ્વાદામૃત પ્રકાશન મંદિર ટ્રસ્ટ" નામે એક સંસ્થા સ્થાપી છે અને તે દ્વારા ગ્રન્થ પ્રકાશન વિગેરે પ્રવૃતિઓ વિશિષ્ટ પ્રકારે આગળ વધે એવી ઈચ્છા રાખીએ છીએ

આ ટ્રસ્ટનો ઉદ્દેશ ઉત્તમ કોટિનું સાહિત્ય પ્રકાશન કરવું એ મુખ્ય છે એના અનુસંધાનમાં તે ઉદ્દેશને પોષક એવા જુદા જુદા સાધનો પણ ટ્રસ્ટ તૈયાર કરશે. સાહિત્યના પ્રચાર માટે પ્રકાશન માત્ર પૂરતું નથી. સારૂં લખાય, લેખકને પ્રોત્સાહન મળે, પ્રકાશનોનું વાંચન વધે, વાચકવર્ગને પ્રકાશનો મળતાં રહે તે સર્વનો અમલ થાય-આચરણમાં મૂકાય એવું તત્વ વધે એ સર્વ આ ટ્રસ્ટના ઉદ્દેશમાં આવે છે.

જૈન દર્શનમાં સાહિત્ય તથા શિક્ષણક્ષેત્રે કાંઈક નવું આયોજન કરવાની તમન્ના જેઓમાં જાગી હતી એવા પરમ-પૂજ્ય આચાર્ય શ્રી અમૃતસૂરીશ્વરજી મ. સાહેબ તેમના શિષ્ય સમતામૂર્તિ પરમપૂજ્ય આ. શ્રી ધર્મધુરન્ધરસૂરીશ્વરજી મહા-રાજ સમ્યગ્જ્ઞાનને સાહિત્ય પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવતા હતા. આ દિશામાં તેમની દ્રષ્ટિ પણ અનોખી હતી પોતે પણ વિદ્વાન અને ગ્રન્થરચના કાર્યમાં નિપુણ હતા ને સંસ્થાની પ્રત્યે તેઓની કૂણી લાગણી હતી અને આ ટ્રસ્ટના ઉપક્રમે 'સ્યાદ્વાદ મુદ્રણાલય'-પાલિતાણા ખાતે શરૂ કરવામાં આવ્યું.

આ ટ્રસ્ટ હસ્તક પ્રથમ પ્રકાશન તરીકે 'શ્રુતરત્નરત્નાકર' તથા બીજા પ્રકાશન સ્વરૂપે 'દર્પણ' પ્રકાશિત થયેલ છે. ત્રીજું પ્રકાશન 'આદર્શ પ્રેરણા' આપના કરકમલમાં મૂકતાં અમો આનંદ અનુભવીએ છીએ.

આ પ્રકાશનમા નોધપોથીમા લખાએલ સારા સારા વિચારપુષ્પો ગૂથ્યા છે અને તેની મહેક આપ વાચકોના દૃષ્ટિપથમા અમારી સસ્થા મૂકીને ભાગ્યશાળી બને છે

આ પ્રકાશનમા સામાન્ય જનથી માડીને દરેકને ઉપયોગી એવી જીવનમા પ્રેરક હિતકરને માર્ગદર્શક બોધ કરનારી વાતો આવરી લેતા '૭૧૨' સુવાકયોનો સગ્રહ હોવાથી આ પુસ્તકનુ નામ તેને અનુરૂપ—

આદર્શ પ્રેરણા. . . .

એવુ યથાર્થ રાખવામા આવ્યુ છે

આમા રજુ કરેલા સુવાકયો કોઇને કોઇ રીતે તો કોઇને કોઇ રીતે લાગુ પડે છે થોડુ મનન કરીને અતરમા ઉતારે તો અચૂક લાભ કરે તેમ છે

પૂજ્યપાદ્ આચાર્ય ભગવત શ્રી અમૃતસૂરીશ્વરજી મહારાજશ્રીના અમૂલ્ય આશીર્વાદ તથા પૂ આ શ્રી વિજયમેરૂપ્રભ સૂરીશ્વરજી મ સા તથા પૂ આ ભ શ્રી વિજયદેવસૂરીશ્વરજી મ સા તથા તેમના શિષ્યરત્ન આ શ્રી વિજયહેમચદ્ર સૂરીશ્વરજી મ સા ના શુભ આશીર્વાદ અમોને આવા પ્રકાશનોમા સતત બળ પૂરતા રહે એવી ઇચ્છા સાથે

—પ્રકાશક.



# સહાયકની યાદી.



૭૫૦) શ્રી સાહિત્યવર્ધક સભા તરફથી.

૫૦૧) શાહ મનુભાઈ અમૃતલાલ તથા પ્રવીણચંદ્ર તરફથી સાધ્વીજી મ૦ શ્રી ક્ષમાયશાશ્રીજીના સ્મરણાર્થે.

૨૫૧) દીપકભાઈ સાકરચંદભાઈ તરફથી.



# 卐 ચિંતન પ્રસાદી 卐

આ નાના સરખા પુસ્તકમા એક આચાર્ય પ્રવરના ચિંતનની પ્રસાદી સ ગ્રહવામા આવી છે; અને તત્વ જિજ્ઞાસુઓ વિચારકો અને ધર્મપ્રેમીઓને એ ચિંતન-ગગનની પ્રેરણા આપે એવી હોવાથી એને પુસ્તક રૂપે પ્રકાશિત કરીને એના પ્રકાશકે પ્રશ સનીય કાર્ય કર્યું છે એમ કહેવુ જોઇએ

આ ચિંતન-પ્રેરક વાકયોના પ્રણેતા છે સ્વ. પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મધુર ધરસૂરિજી મહારાજ. એમની સાથેનો મારો પરિચય ચારેક દાયકા જેટલો જૂનો હતો મને તેઓશ્રીના નિકટના પરિચયમા આવવાનો અવસર મળ્યો, તે સ જોગો સ્મરણ આ લખતી વખતે સહજપણે થઇ આવે છે ટૂ કમા એ આમ આ પ્રમાણે હતા

પૂજ્યપાદ્ શાસનસમ્રાટ્ આચાર્યદેવ શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી મહારાજના નેતૃત્વ નીચે વિ. સ. ૧૯૯૦ની સાલમા એક વિશાળ ઐતિહાસિક અને યાદગાર મુનિ સંમેલન અમદાવાદમા મળ્યુ હતુ આ સંમેલને અગિયાર નિર્ણયો કર્યા હતા, એમા ૧૦ મો નિર્ણય " ધર્મ ઉપર થતા આક્ષેપો અ ગે " એ નામનો હતો, અને આવા આક્ષેપોના પ્રતિકાર કરવા માટે પાચ શ્રમણ ભગવ તોની એક મ ડળી નીમવામા આવી હતી આ પાચમા શાસનસમ્રાટના સમુદાયના પરમ પૂજ્ય પ ન્યાસજી મહારાજ (પછીથી આચાર્ય બનેલ) શ્રી લાવણ્યવિજયજી મહારાજનો તથા પરમપૂજ્ય મુનિરાજ શ્રી દર્શનવિજયજી મહારાજ (ત્રિપુટી) નો સમાવેશ થતો હતો

જૈન ધર્મ ઉપર થતા આક્ષેપોનો વ્યવસ્થિત રીતે પ્રતિકર થઇ શકે એ માટે આ મુનિ મ ડળીએ "શ્રી જૈન ધર્મ સત્ય પ્રકાશક સમિતિ" ની સ્થાપના કરી અને "શ્રી જૈન સત્ય પ્રકાશ" માસિક શરૂ કર્યું

આવ્યા છે. આચાર્ય મહારાજની આવી ચિંતન કણિકાઓ આજ પૂર્વે "સંબલ" "વિમર્શ" "ઉન્મેશ" "દર્શન" અને "દર્પણ" એ નામના પાંચ પુસ્તકોમાં પ્રગટ કરવામાં આવી છે. એટલે "આદર્શ પ્રેરણા" નામનું આ પુસ્તક એમના સુવાક્યોનો છઠ્ઠો સંગ્રહ છે; અને એમાં ૧૫૭૧ થી ૨૨૮૨ સુધીના ૭૧૨ બોધપ્રદ વચનો આપવામાં આવ્યા છે, ઉપરાંત આમાં સ્વ૦ આચાર્યશ્રીએ લખેલ "ઇલાચીકુમારનું હૃદય પરિવર્તન" તથા "અનિત્યતાનું અનુપમ નિમિત્ત" એ નામના બે વૈરાગ્ય પોષક કથાનકો પણ આપવામાં આવ્યા છે. બીજા કથાનકમાં ચક્રવર્તી ભરતદેવને આરીસાભુવનમાં ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાનનો પ્રસંગ તાદૃશ આલેખવામાં આવ્યો છે. આને લીધે આ પુસ્તક વધારે રૂચિકર અને વાચનક્ષમ બનશે એવી અપેક્ષા જરૂર રાખી શકાય.

આ સુવાક્યોની પસંદગી કાળક્રમ અનુસાર કરવામાં આવી હોવાથી એ આડકતરી રીતે, સ્વર્ગસ્થ આચાર્યશ્રીએ વિચારશક્તિમાં ક્રમે ક્રમે સાધેલી પ્રગતિનું પણ સૂચન કરી શકે એમ કહી શકાય.

આ ધર્મ વચનોનું સંકલન પરમપૂજ્ય વિજયધર્મધુરંધરસૂરિજી મહારાજના વિનેયરત્ન, સરળ પરિણામી મુનિરાજ શ્રી ધર્મધ્વજવિજયજી મહારાજે જે ગુરૂભક્તિ કરી છે તે માટે આપણે તેમનો આભાર માનવો ઘટે છે. એ જ રીતે આ પુસ્તકનું પ્રકાશન કરવા બદલ શ્રી સ્યાદ્વાદામૃત પ્રકાશન મંદિર ટ્રસ્ટ પણ ધન્યવાદને પાત્ર છે.

સ્વ૦ આચાર્યશ્રીનાં અન્ય સદ્બોધ વચનોનાં સંગ્રહોની જેમ આ સંગ્રહ પણ ઉપયોગી બની રહેશે એવી આશા સાથે.

૬, અમૂલ સોસાયટી, **રતિલાલ દીપચંદ દેસાઇ**
**અમદાવાદ-૭** તા. ૨૬-૯-૧૯૭૯

# ઈલાચીકુમારનું હૃદય પરિવર્તન

ધનદત્ત શેઠનો પુત્ર આજે કોઈ જુદા જ વિચારે ચડી ગયો હતો એના મનમાથી પેલી નાચતી નટકન્યા ખસતી નથી એવી તો અનેક નટકન્યાઓને નાચતા તેણે જોઈ છે કદી પણ મનમા વિકળતા જન્મી નથી

આ ઈલાવર્ધનપુરમા ઘણા કળાધરો આવી ગયા પોતે કળાનો રસિયો એટલે કળા જોવા જાય-અચુક જાય કળાની કદર પણ કરે સારી કળા જોઇને વાહ વાહ પણ કરે પણ આજે નટકન્યાએ તો એવુ કામણ કર્યું કે પોતે પોતાને ભૂલી ગયો નૃત્ય જોઇને પાછો તો આવ્યો પણ મન વગર મન નટકન્યા પાસે હતુ રાત પડી પણ નિદ્રા ન આવે વિચાર થાય કે નટકન્યા સાથે સબધ થાય તો જ જીવન સફળ છે નહિ તો નહિં

નટકન્યામા એવુ શુ છે ?. કે તે આમ વિચાર કરે છે, એ વિચાર એને નથી આવતો એ તો સ્પષ્ટ હતુ કે નટ-કન્યા સર્વાગસુદર હતી પણ એથી એમ ન હતુ કે-એના જેવી અન્ય કન્યાઓ સંસારમા ન હતી એના જેવી તો શુ પણ અનેક પ્રકારે ચડિયાતી અનેક કન્યાઓ સસારમા હતી સસાર સુદરીઓથી સૂનો ન હતો પણ ઈલાચીએ જે નટ-કન્યામાં જોયુ તે બીજે ન હતુ તે તો એ નટકન્યામા જ હતુ અને એ તત્વે તેનામા આકર્ષણ જગાવ્યુ હતુ. અને એ તત્વ પણ ઈલાચીના જ જોવામા આવ્યુ હતુ બાકી તો તો એ જ નટકન્યાને બીજા હજારો જણ જોઈ ગયા હતા નગરમા નટકન્યાની કળાના પારખુ ન હતા, એમ નહિ પણ કોઇને આના જેવી ઘેલછા જાગી ન હતી

હા. કેટલાક નટકન્યાના રૂપ પાછળ ઘેલા બન્યા હતા. સ્વપ્નમાં પણ તેનું રૂપ જોયા કરતા હતા આંખ મીચીને તેનું ધ્યાન ધરતા હતા તો કેટલાક તેની કળા પાછળ કાલા બની ગયા હતા. શું એનો નાચ! શું એની ઢોલકું વગાડવાની રીત! શું એના ઝાંઝરના જમકાર! શું એનો અંગ મરોડ! આવી આવી વાતો કરતા તેઓ ધરાતા જ નહિં. કોઇના મનમાં એ નટકન્યાની જુવાની વસી ગઇ હતી, તો કોઇના મનમાં તેની મુગ્ધતા, એની આંખો પર મુગ્ધ બની ગયા હતા, એનું એક એક અવયવ એવું હતું કે જે રસિયાના મન પર ચોટ લગાવી જતું હતું પણ એ રસિયા વાસનાને પરવશ હતા. કાંઇપણ ભોગ આપ્યા વગર ઉપભોગ મેળવવાની વૃત્તિની માતા છે વાસના. જ્યારે પ્રીતિની રીતિ કાંઇ જુદી જ હોય છે તેમાં સમર્પણની-સર્વસ્વ સમર્પણની તૈયારી હોય છે. પ્રીતિ પ્રકાશ પાથરે છે. જ્યારે વાસના કંકાસ. ઇલાચી વાસનાની પાછળ નહોતો પડ્યો. એના અંતરમાં તો પ્રીતિ જાગી હતી અને એનું મંથન ચાલતું હતું.

સમુદ્રમંથન કરતા પણ વધારે ગંભીર આ મંથન હતું. પોતે કોણ છે? પોતાનું કુટુંબ શું છે? પોતાના માતા-પિતાના પોતાના તરફ શા શા અરમાન છે?

આ સર્વ હકીકતથી તે અણુજ ન હતો. આ સર્વ વિચારોને એક તરફ રાખીને બીજા પલ્લામાં પેલી પ્રીતિને મુકવાની છે. તોલ બરાબર તોળવાનો છે. આ તોલ કરવામાં ઉતાવળ કરવાની નથી.

ઇલાચીએ તોલ કર્યો ને પરિણામ માતા-પિતાને જણાવ્યું. એ દંપતીએ તો આંચકો અનુભવ્યો. વ્યવહારુ વાતો કરી પણ એ વાતો તો ન જાણતો હોય તેના માટે છે જાણ માટે

તેનો કશો ઉપયોગ નથી ઇલાચી તો એ જાણતો હતો એટલુ જ નહિ પણ એ બધુ જાણતો હતો કે-આ બધુ છોડીને પોતાને નટ બનવુ પડશે નટકળા શીખવી પડશે રાજાને રીજવીને નર શિરોમણી બનવુ પડશે ને એ સર્વની પોતાની તૈયારી છે એ પણ તેણે માતા-પિતાને જણાવી દીધુ અને છેવટે ઘરબાર છોડીને નટ બની ગયો

* * *

બરાબર બાર મહિનાને અતે બેનાતટ નગરના ચાદની ચોકમા પરીક્ષા દેવાય છે નગરનો નરપતિ પરીક્ષક છે એના હાથનુ ઇનામ મેળવવુ છે-નામ કાઢવુ છે ને કામ કરવુ છે ધ્યેયસિદ્ધિ હવે હાથવેતમા છે જ્યા પહોચવાને ભલભલાને બાર વર્ષ લાગે તે માર્ગ પોતે બાર માસમા પુરો કર્યો છે કળા શિખવા નથી જોયો દિવસ કે નથી જોઈ રાત

નટ પણ વિચારમા પડી ગયા કે જેનો આ વ્યવસાય નથી તે આટલુ ઝડપી શી રીતે શીખી શકે, પણ આ અગમ્ય તત્વો કદી ગમ્ય થઈ શકતા નથી આતર નયને નિરખાતા ભાવો બાહ્યો આંખો દેખી શકતી નથી બધુ બરાબર ગોઠવાઇ ગયુ છે

સજ્જ થઇને ઇલાચી હાજર થયો ને રાજા સહિત બધાએ તેને વધાવી લીધો તાળીના ગડગડાટ થયા સહુ કોઈ યથાસ્થાને ગોઠવાઈ ગયા સામાન્ય કાર્યક્રમો પતી ગયા ને સર્વશ્રેષ્ઠ નૃત્ય શરૂ થયુ ગીત નૃત્ય ને વાદ્ય સ્પર્ધામા ઉતર્યો

કિન્નરી શી નટકન્યા ગીત ગાય છે ને ઢોલક વાગે છે બીજા અનેક વાદ્યો સ્વર પૂરે છે ઇલાચી નૃત્ય કરે છે વશ નૃત્ય દોર શુથણી પર ચાલે છે મટકુ માર્યા વગર સહુ કોઈ

જોઇ રહ્યા છે. જરા પણ ચુકી જવાય તો સોએ વરસ પુરાં થઇ જાય એવું એ વિષમ નૃત્ય હતું.

રાજા વિચાર કરે છે. રાજા બધી વાત જાણે છે. પોતે ઘણાંને ઇનામ આપીને અમર કરી દીધાં છે રાજા વિચારે છે કે કયું અગમ્ય તત્ત્વ તેને નાચ નચાવે છે! રાજાએ તત્ત્વ શોધી કાઢયું.

શોધતાં તો શોધ્યું પણ પોતે જ એ તત્ત્વમાં ફસાઇ ગયો. રાજા રાજા મટીને ઉમેદવાર બની ગયો.

* * *

અતિશય અટપટા ચડાણ પર ઇલાચી નાચે છે દોરની ચરમ સીમા પર તે પહોંચી ગયો છે. આકાશમાં અદ્ધર ન રહ્યો હોય તેવું લાગે છે. જોનારાના શ્વાસ અદ્ધર થઈ ગયા છે. કેટલાકના મનમાં થાય છે કે દોરી પર પગ ઠેકવીને સામે ઉભા રહેવું સહેલું નથી. તો આમ આકાશમાં નાચતા નાચતા રહેવું એ તો રાધાવેધ સાધવા જેવું કપરું છે (વાતો થાય છે ઉભા રહો તો ખબર પડે કે કેટલી વીશે સો થાય છે.) લોકોએ તો મનોમન પરિણામ આપી દીધું કે ઇલાચી ઉત્તીર્ણ થઇ ગયો. નાચ પુરો કરીને ઈલાચી વીજળી વેગે નીચે આવી ગયો ને રાજા સમક્ષ ખડો થઇ ગયો પણ રાજા સ્તબ્ધ જ બની ગયો હતો.

ઈલાચીનું નૃત્ય જોઈને નહિ, આવા નૃત્ય જોવાનો તેને આ પ્રથમ જ અવસર હતો એવું ન હતું. જરૂર આજે ઈલાચીએ કમાલ કરી હતી. પણ કાઇ ઇતર જનની જેમ રાજન સ્તબ્ધ બની જાય એવું ન હતું રાજનના મનમાં કોઇ જુદા વિચારો ચાલતા હતા. તેને થયું કે આમ નાચવાથી જો નટકન્યાની પ્રાપ્તિ થતી હોય તો હું પણ નાચી બતાવું.

મને પણ નાચતા આવડે છે ભલે બીજાને આ અસાધ્ય જણાતુ હોય પણ મને આથી મળતા ફળ સામે સાવ સહેલુ લાગે છે ઘણાને પરીક્ષામા પાસ કર્યા પણ આજે તો હુ જ પરીક્ષામા બેસી જાઉ આમ વિચારતા ચગડોળે ચડી ગયેલા રાજાને નૃત્ય પુરૂ થયુ ને ઇલાચી પોતાની પાસે આવીને ઉભો રહ્યો છે તેનુ પણ ભાન નથી રાજાને ભાન આવ્યુ

રાજાનુ બાહ્ય મન જાગૃત થયુ આતર મનની બધી વાતો બાહ્ય મન બહાર મુકી શકતુ નથી શુ ઉત્તર આપવો ?

ક્ષણવાર રાજા મુઝાઈ ગયો રાજાએ જીવનમા કદી આવુ કર્યુ નથી પરીક્ષકની તેની કીર્તિ અજોડ હતી છતા આ વખતે જો એ કીર્તિ જાળવવા જાય તો તેના કરતા પણ વધુ કિમતી ચીજ ગુમાવવી પડે તેમ છે નિર્ણય કરવામા વિલબ કરવો પોસાય તેમ નથી અને વિલબ કર્યા વગર છુટકો નથી લોકો પણ આતુર બની ગયા છે ઇલાચી પણ વિચારી રહ્યો છે તેના મનમા આશકા તો જન્મી ચુકી છે પણ રાજા શો ઉત્તર આપે છે તેના પર આગળનો આધાર છે રાજાએ ઉત્તર આપ્યો કે મે નૃત્ય જોયુ નથી હળાહળ જુઠો આ ઉત્તર રાજાને મન સાવ સાચો હતો

આખે ભલે જોયુ હોય પણ જોનાર ખોવાઇ ગયો હતો એ તદ્દન ખરૂ હતુ લોકોમા ગણગણાટ શરૂ થયો હવે શુ ? હવે નિર્ણય ઇલાચીને કરવાનો છે કરતા જાળ કરોળિયા જેવી તેની સ્થિતિ છે

એકવાર નૃત્ય કર્યા પછી શરીર ના પાડે સાવ ના પાડી દે એવુ નૃત્ય તેણે કર્યુ હતુ પણ એવી સ્થિતિ જીવનમા અવારનવાર બને જ છે મજબુત મન આગળ શરીરનુ કાઈ જ ચાલતુ નથી ન છુટકે પણ એ કામમા જોડાય જાય

છે. રાજાએ જ્યારે જોયું જ નથી ત્યાં થાય શું ? ફરીવાર એ તૈયાર થઇ ગયો ને નૃત્યનો ફરી પ્રારંભ થયો.

સમજુ જનોને આ વાત ખુંચી. આ અન્યાય અસહ્ય લાગ્યો. બીજા જેઓ જોવાનાં જ રસિયા હતા તેઓને આનંદ થયો કે ફરી જોવા મળશે, ફરી એકવાર કહેવાથી 'વન્સ મોર' કરવાથી કાંઇ આવા નાચ જોવા મળતા નથી. આ નૃત્ય તો જીવતા રહીએ તો ફરી બાર મહિને જોવાનો વારો આવે એવું છે એટલે આ તો તુરત જ જોવા મળે છે જાણીને લોકોનો મોટો ભાગ તાળીઓના ગડગડાટ કરવા લાગ્યો.

રાજાને લાગ્યું કે લોકો ખુશ છે. પોતાની કીર્તિમાં કાંઈ આ ઉત્તરથી ઝાંખપ લાગી નથી. બસ આટલો વિચાર કરીને પાછું મન ખોવાઈ ગયું. નટકન્યાએ રાજાનું મન ઝકડી લીધું. નટકન્યાને તો રાજા પ્રત્યે અંશે પણ આકર્ષણ નથી પણ જગતમાં મોટે ભાગે આવું એકપાક્ષિક જ ચાલ્યા કરે છે.

નટકન્યાને પણ રાજાનો ઉત્તર ખૂબ વિચિત્ર લાગ્યો. રાજા જેવો રાજા આવો ઉત્તર આપશે એ તો કલ્પના બહારનું હતું ચંદ્રથી આગ ઝરતી હોય એવું અનુભવાયું. નટકન્યાએ નિજ કાર્ય ચાલુ રાખ્યું. તાલબદ્ધ નૃત્ય જોત–જોતામાં પુરૂં થયું. એકનું એક કાર્ય ફરી કરવામાં વાર નથી લાગતી એમ કહેવાય છે. પણ કેટલાંક કાર્યો એવાં હોય છે કે જે સમય તો પુરો જ લે છે. શ્રમ પણ ફેર પડે પણ ખરો અને ન પણ પડે. ઉપરાઉપર કાર્ય કરવાથી તન ને મન થાકે છે. પણ જ્યાં રસ હોય ત્યાં થાક ડોકાતો [કળાતો] પણ નથી. ઇલાચી અણીશુદ્ધ નૃત્ય કરીને નીચે ઉતર્યો ને હાથ જોડીને રાજાની પાસે આવીને ઉભો રહ્યો.

"પુનરપિ જનન પુનરપિ મરણં" જેવી રાજાની સ્થિતિ હતી એ વાત હજુ એમની એમ ઉભી છે એમાં કાંઈપણ ફેર પડ્યો નથી ઉલટુ તીવ્રતામા ઉમેરો થયો છે જીવને જોખમે કરાતુ નૃત્ય જેને માટે ફરીથી પણ કરવા જીવ તૈયાર થાય છે તેનામા કૈંઈક વિશિષ્ટ તત્ત્વ હોવુ જોઈએ એ જે વિશિષ્ટ તત્ત્વ છે તે મને મળવુ જોઈએ મળવુ જ જોઈએ

પણ એ માટે શુ થાય! જગતના નીતિ-નિયમોના બંધનો તોડીને એ તત્ત્વ મેળવી શકાય એવુ નથી રાજા સમજે છે કે હું કાંઈક અજુગતુ કરી રહ્યો છુ પણ મને આ અજુગતુ કોઈ અગમ્ય તત્ત્વ કરાવે છે

રાજા ઈલાચી સામે જોઇ રહ્યો છે વાચા બંધ હતી આંખો ભાવ ઉકેલતી હતી ઈલાચીને ઉત્તર જોઈતો હતો ઉત્તર બીજો હતો નહિ છેવટે ઉત્તર મળ્યો રાજાએ કહ્યુ, "મે નૃત્ય જોયુ નથી ઇલાચી વિમાસણમા પડી ગયો હવે શું કરવુ મનમા મંથન ચાલ્યું ફરીથી નૃત્ય કરવુ કે આ વાત છોડી દેવી જો છોડી દેવાનુ જ હોત તો લેતા પહેલા વિચાર કરવો હતો હવે તો ઘણુ મોડુ થયુ ગણાય હવે તો આ પાર કે પેલે પાર વાતનો અંત લાવવો જોઇએ ફરીથી નૃત્ય શરૂ કર્યું જનતા જોઈ રહી આવું કપરૂ નૃત્ય આ આ નટ વારંવાર શા માટે કરે છે શુ એને જીવ વહાલો નથી આવું તો કદી પણ જોયુ નથી કે નથી સાંભળ્યુ પણ કે પછી પરીક્ષાના નામે વારવાર નાચવુ પડે છે

રાજાને શુ થયુ છે કે એ પણ કાંઈ કહેતા નથી ગજા આમ પુતળા જેવા કા દેખાય! કાંઈક ગરબડ લાગે છે હશે! જે હશે એ ખબર પડશે આપણે શુ! ધાનીનો કોણ ધાની

છે. લોકો વિચાર કરતાં રહ્યા અને ઇલાચી ત્રીજી વખતનો નાચ પુરો કરી અને રાજા સમક્ષ હાજર થઇ ગયો.

આ વાત તો ત્યાંની ત્યાં જ ઊભી છે. પ્રશ્ન પ્રથમ હતો તે પ્રશ્ન પત્યો નથી. એમને એમ પડ્યો છે. લોકોને જવાની ઉતાવળ હતી. છતાં પરિણામ જાણવાની એટલી જ તાલાવેલી હતી. કોઇ ખસતું નથી. નાની વાતનું રૂપ મોટું થઈ ગયું. રાજાની ધારણા ખોટી પડી. એને હતું કે આમ વારંવાર નાચવાથી અંગ ઉપરનો કાબુ ન રહે અને એ કાબુ ગુમાવ્યા પછી આ નૃત્ય કરનારના સો વર્ષ પુરા થઈ જાય. ઉપરથી નીચે પડે પછી જે થાય તે જોઇ લેવાય. નૃત્ય કરીને હાજર થઈ ગયો, જોઇએ છેલ્લો દાવ ફેંકી લઉં. દાવ નાખવાનો પાસો તો એક જ છે. " નૃત્ય જોયું નથી. "

વિજયમૂર્તિ ઈલાચીએ ત્રીજી વખત આ ઉત્તર સાંભળ્યો. બસ કાંઈપણ વિચાર કર્યા વગર એણે તો નાચ શરૂ કરી દીધો ચોથી વખત. આ વખતે રંગ જુદો જ હતો. વાતાવરણ ખૂબ ગંભીર બન્યું હતું. રવિકિરણો પણ ઉતરતા બની ગયા હતા. સમય સમયનું કામ કર્યે જતો હતો. ઇલાચી ઉંચે ઉંચે ચડવા લાગ્યો ઉંચી ટોચે એ પહોંચી ગયો. એની દૃષ્ટિ દૂર દૂરનું નિરીક્ષણ કરતી હતી. દૂર દૂર એક પ્રાસાદમાં એક અપૂર્વ દ્રશ્ય એની નજરે ચડયું. અંગે અંગમાંથી લાવણ્યથી તરતી એક શ્રેષ્ઠિવધૂ જોયા. એનું રૂપ અપ્સરા પણ યાચના કરે એવું હતું. એ રૂપ—એ લાવણ્ય—એ સૌંદર્ય !—ભલભલાને ભાન ભુલાવે એવું હતું. એણે તુલના કરી. નટકન્યા કરતાં શેઠાણી કોઈ વધી ગએલા જણાયા. નર્યા અંગો પ્રાકૃતિક સૌંદર્યભર્યા હતા. પણ એ કરતાં પણ વિશેષ દર્શન જુદું જ;

હતુ સામે એક મુનિવર ઊભા હતા ધર્મલાભ દઇને ઉભા હતા મુનિનુ સૌંદર્ય તો તુલના થઈ શકે એવુ ન હતુ

ચ માનની દૃષ્ટિએ કામ અને રતિ જેવુ હતુ પણ ધર્મ-દૃષ્ટિએ સયમ અને ભક્તિનો મેળ મળ્યો હતો આવો સયમ! એ સુલભ નથી. મુનિ ઝોળીમાંથી પાત્ર હાથમા રાખીને ઉભા હતા શ્રાવિકા લાડવા વહોરાવવાનો આગ્રહ કરતી હતી એકાત હતુ-પણ એ એકાત શાત હતુ ત્યા વિકારને પ્રવેશ કરવાની સખ્ત મનાઈ હતી કયા એ નિર્વિકાર દશા ને? કયા આં વિકારવશ નાચવા પડતા નાચ? ઇલાચીનું મન બને બાજુની તુલનામા જોડાઈ ગયુ

લોકો જોઇ રહ્યા છે રાજા જોઈ રહ્યો છે નટકન્યા નીરખી રહી છે બધાને થાય છે કે ટોચ પર પહોચી ગયેલો ઇલાચી પાછો કેમ ઉતરતો નથી ત્યા આમ સ્તબ્ધ કેમ રહ્યો છે ત્યાથી પડી નહિ જાય ને! પણ ઇલાચી તો એવી સીડી ઉપર ચડયો હતો કે એ સીડી પર ચડનારા કદી ઉતરતા જ નથી એણે તો ખરેખર નાચી બતાવ્યુ હવે એને નાચવાનુ રહ્યુ જ નહિ. દેવો પણ એ દ્રશ્ય જોઇ રહ્યા દેવોએ દુદુભિનાદ કર્યા લોકોએ સાભળ્યા ચારે તરફથી જયજયનાદ પ્રકટ થયા ઇલાચીને કેવળ પ્રકટયુ તેઓ તર્યા ને હુણતાને તાર્યા નૃત્ય પણ મગલમય બની ગયુ



# અનિત્યતાનું અનુપમ નિમિત્ત



ચક્રવર્તિ ભરત એ પહેલાં ચક્રવર્તિ હતા.

પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના એ પ્રથમ પુત્ર હતા. એમનું જીવન ૫૯ લાખ ૨૭ હજાર ૪૦ કોડાકોડી વર્ષનું હતું.

તેમાંના ૫૪ લાખ ૩૩ હજાર ને એકસો વીશ ૧૨૦ કોડાકોડિ વર્ષ બાલ્યવય, કુમારવય, યુવાનવય અને રાજ્યકાળમાં ક્યાં ગયા તે પણ ખબર ન પડી.

શિરછત્ર રૂપ પિતાજીની પવિત્ર છાયા હતી. પરમ ભદ્ર સ્વભાવના દાદાજીની માયા હતી.

નવ્વાણું (૯૯) ભાઈઓનો ભ્રાતૃભાવ સંસારમાં સૌરભ પ્રસરાવતો હતો.

બહેનના હેત સતત ઉભરાતા હતા. આવા વિમળ વાતાવરણમાં કાળ અવિરત વેગપૂર્વક ગતિ કરતો હતો. એનો વેગ વીજળીના વેગ જેવો હતો. દિવસ પળની જેમ પસાર થતો હતો દિવસની જેમ સો વર્ષ વીતી જતા હતા અને પૂર્વ સો વર્ષમાં ચાલ્યા જતા. એમને એમ ૭૭ લાખ પૂર્વ ગયા.

માતા સુમંગલાએ એને લાડ લડાવ્યા હતા

માતા સુનન્દાએ એને વ્હાલ વરસાવ્યા હતા

જીવનમાં કેટલીક ક્ષણો એવી આવે છે કે જે થોડી હોય છે પણ પરિણામ કોઈ જુદું જ આપી જાય છે

વ્હાલ વરસાવનારી માતાએ તો વહેલા વિદાય લીધી હતી જન્મદાત્રી પણ દિવંગત થયા હોવાની શક્યતા હતી

પિતાએ પ્રવ્રજ્યા લીધી હજાર વરસ વીત્યા ને દાદીમા શિવપદ પામ્યા આમ એક પછી એક ગમતા છતાં અણ-ગમતા પ્રસંગોની હાર શરૂ થઈ ગઈ ઇંદ્ર આવીને આશ્વાસન આપે ત્યારે ભાઈ શાંત થાય એવું થવા લાગ્યું

ચક્રરત્ન ઉત્પન્ન થયું એવી ઘડીયે એ ઉત્પત્તિ થયું કે ચક્રવર્તીને પ્રભુ પાસે જવું પડ્યું ને ત્યાંથી આવ્યા પછી ચક્રને પૂજ્યું પગરણ જ વિચિત્ર મંડાયા

૬૦ હજાર વર્ષ દોડધામમાં ગયા આમ તો આનંદ આનંદ પણ અંતરમાં કાંઈ ને કંઈ આશંકા ઉભી જ હોય

સ્ત્રીરત્નનો પ્રશ્ન સતાવતો હતો અને વિદ્યાધર નમિની પુત્રીએ એ પતાવ્યો ભાઈઓ માટે વિશ્વાસ તો રાખ્યો જ હતો કે એ મારા છે, પણ મારા છે એટલે કે કાંઈ પૂછ્યું નહિ, કાંઈ કહેવરાવ્યું નહિ આમ કેમ બન્યું એ વિચાર પણ કોઈ કોઈ સમય ડોકીયા કરી જતો હતો

છ ખંડનું ચક્કર લગાવીને ચક્રવર્તિ વિનીતાના પાદરમાં પધાર્યા રાજ્યાભિષેક થવાના પગરણ શરૂ થયા ને સમાચાર મળ્યા કે ચક્ર હજુ આયુધશાળા બહાર જ ઉભું છે અંદર પ્રવેશ કરતું નથી ભાઈઓ આજ્ઞા સ્વીકારવાની ના પાડે છે

તે આવ્યા નથી. જ્યાં સુધી એકપણ જણ આજ્ઞા ન સ્વીકારે ત્યાં સુધી ચક્ર શાંત ન થાય.

રાજ્યાભિષેકને બદલે વાટાઘાટ શરૂ થઈ ને તે પણ અણગમતી. સુંદરીની કરમાયેલી કાયામાં પોતે કેવો ભાગ ભજવ્યો છે તે વિચાર પણ ખટકતો હતો ને તેને દીક્ષા અપાવી ને તેનું આશિક વારણ કર્યું પણ ગુમડામાં મલમપટ્ટીથી રૂજ આવે. ડાઘ તો રહી જાય.

મન જુદું હતું અને પરિસ્થિતિ જુદી હતી. મનમાં થતું હતું કે ભાઈઓની સ્વતંત્રતા ઝુટવી લઈને ચક્રવર્તિ થવું એ કરતાં આ બધું છોડી દેવું શું ખોટું ?

મંત્રીઓ આવીને વ્યવહારની જુદી જ વાતો કરતા હતા. મંત્રીઓ અસાધારણ હતા. તેઓની વાતોની અસર હતી. હા–ના કરતાં ભાઈઓને દુતો મોકલીને કહેવડાવવામાં આવ્યું,

વાતો પણ અસર કરી જાય છે. પિતા પાસે ૯૮ ભાઈઓ પહોંચી ગયા. ભગવાન પાસે એમણે દીક્ષા લીધી. આમ અઠ્ઠાણુંનો પ્રશ્ન તો પત્યો. હવે રહ્યા બાહુબલી.

બાહુબલી બેઠા ન હતા. ભરતની રજેરજ વાત તેમનાં લક્ષ્યમાં હતી. દૂત તક્ષશીલા પહોંચ્યો અને બાહુબલીની સભામાં પ્રવેશ્યો. ત્યારે તેનો શ્વાસ હેઠો બેઠો.

ક્ષણવાર ત્યાંનું વાતાવરણ તેને ક્ષોભ પમાડી ગયું. સ્વસ્થ થઈને ચક્રવર્તિની વાત જણાવી. ધીર ને ગંભીર રીતે બાહુ-બલીએ વળતી વાત કહી. એ ગર્જના દૂતના કાનમાં ગુંજન કરવા લાગી.

દૂત વિનીતાપુરી પાછો આવ્યો ભરતને વિગતવાર સર્વ વાત કરી વળી પાછુ ભરતનુ મન અગડોળે ચડ્યુ

ભરતને બાહુબલીનો પુરો અનુભવ હતો બાહુબલીના બળનો સ્વાદ સ્મરણમાથી ભૂસાયો ન હતો બહલી દેશની જમાવટ આગળ છ ખ ડ પણ ફીક્કા ભાસતા હતા એક ચક્રવર્તિ પદની ખાતર ખતરનાક પગલા ભરવા એ વ્યાજબી નથી એમ મન સ્પષ્ટ કહેતુ હતુ પણ મ ત્રીઓ, સેનાપતિઓ મનને ફેરવી નાખતા હતા

સેના યુદ્ધ માટે તલપી રહી હતી ચક્રવર્તિના આદેશથી બહુ કોઇ રાહ જોતા હતા ચક્રવર્તિ દ્વિધા અનુભવતા હતા એ એના છેડા ઉપર આવીને ઉભા હતા કે ત્યાથી પાછુ ફરવુ અશક્ય હતુ કર્મ જોર કરતુ હતુ આતરમન સમજતુ હતુ છતા લડાઈ કર્યા વગર ચાલે તેમ ન હતુ

યુદ્ધનો આદેશ અપાયો, સેનામા ઉત્સાહ ઉત્સાહ વ્યાપી ગયો. બહલી દેશ તરફ પ્રયાણ થયુ ચક્ર આગળ ચાલ્યુ ને પાછળ સેનાનો સાગર ઉમટ્યો જોનારા જોઇ રહ્યા બાહુબલી સજ્જ હતા યુદ્ધનો આર ભ થયો ને દિવસો મહિના અને વર્ષો પસાર થવા લાગ્યા

ખુવારી અને જાનહાની ગણી ન શકાય એટલી થવા લાગી બાર બાર વર્ષ વીત્યા આકાશમા દેવો પણ થ ભી ગયા– જોઈ રહ્યા ઇન્દ્ર વચમા પડયા બે ભાઇઓએ જ સમજી લેવુ એમ નક્કી થયુ સમજવાની રીતે સમજાય–પાચ યુદ્ધ નક્કી થયા

દષ્ટિ મુષ્ટિ ગર્જના ભુજવાલન અને દ ડ એ પાચમા કોણ વિશેષ છે એ જોવુ

ઇન્દ્ર ન્યાય આપે-પાંચે પાંચમાં ચક્રવર્તિ નબળા નીવડયા. ચક્રવર્તિના મને માઝા મૂકી. ચક્રને યાદ કર્યું ને બાહુબળી ઉપર મૂક્યું. એ અફળ ગયું. કાંઇપણ કર્યા વગર પાછું ફર્યું ચક્રવર્તિના હાથ હેઠા પડયા. ન કરવાનું કરવા છતાં કાંઇ પણ ન થયું.

ચક્રવર્તિ આંખ ચોળતા રહી ગયા ને વીર બાહુબળી રણમેદાનમાં દાઝ સાથે ધમધમતા આગળ વધ્યા, ચક્રવર્તિ તરફ તેઓ ધસમસતા હતા. તેમની સામે પણ જોઈ શકાય નહીં એવી ઉગ્રતા હતી. શરીરના અણુએ અણુમાં જવાળા વ્યાપી ગઇ હતી.

એક મુઠી સાથે તેને ભોંય ભેગો કરી દઉં એમ થતું હતું. મુઠી ઊંચી કરી ને તે ઊંચે જ રહી ગઇ. સૌના મનની દિવાલ આડી આવી. સમજણે હાથ પકડી રાખ્યો શા માટે ? કોના ઉપર ?

આ બે વિચારણા સ્વસ્થ મનમાં શરૂ થઇ. સવળા મનને ઉત્તર શોધવા જવું પડે એમ ન હતું. ઉત્તર સ્પષ્ટ હતો પણ ઉગામેલી મુઠીનું શું ? આવરણ ઓછા થાય તો ન હોય ત્યાં પણ રસ્તો નીકળે જ છે. ત્યાંને ત્યાં ભાઇએ પંચમુષ્ટિ લોચ કર્યો.

દેવોએ વેષના દાન દીધા. બાહુબલી મુનિનો જયજયકાર થઇ રહ્યો. બન્ને રીતે હારેલા ચક્રવર્તિ થંભી ગયા. ક્ષણવાર તો આ શું ? એવા વિચારમાં સ્તબ્ધ બની ગયા પોતાની પામરતા અને ભાઇની ભવ્યતામાં કોણ ચડે એ પ્રશ્ન થઇ પડયો.

છેવટે ભાઇને ખમાવીને ભાઇ પાછા વળ્યા. ગમે તેમ તોય ભગવાનના પુત્ર હતા. બધાને રસ ભર્યો છતાં ચક્ર-

વર્તિને રસ વગરનો રાજ્યાભિષેક થયો એ ઉત્સવ બાર વર્ષ ચાલ્યો ભરત ચક્રવર્તિ બન્યા દેવો પણ જેની રક્ષા કરતા હતા માનવો જેની સેવા કરતા હતા બત્રીસ હજાર મુકુટ બધી રાજાઓ જેવી આજ્ઞા શિરસાવન્દ્ય કરતા હતા

રાજ્યસભામા યથોચિત આસને સહુ કોઇ વિરાજતા હતા ચક્રવર્તિની નજર બધા પર ફરતી હતી જેની પર તે દષ્ટિ પડતી તે ધન્ય માનતો-પણ ચક્રવર્તિની નજરને તેવી કરે એવુ કોઇ એ સભામા ન હતુ

એ દૃષ્ટિ ભૂખી રહેતી એ દૃષ્ટિ લુખી રહેતી, કારણકે ભાઇઓ વગરની એ સભા ખાલી ભાસતી હતી અદરની વેદના ચક્રવર્તિને કોરી ખાતી હતી મીઠા વગરના ભોજન સમી સર્વ ભોગસામગ્રી લાગતી.

ચદ્ર વગરની રાત્રિ જેવી ને કમળ વિહોણા સરવર સમી એ સભા હર્ષ આપતી ન હતી ફરજ બજાવવી પડતી હતી અને મન અવાર નવાર ભગિનીઓ પાસે પહોચી જતુ હતુ નિસ્પૃહ અને અને નિરાગ મુનિઓના મનમા કાંઇ ન હતુ પણ ચક્રવર્તિના મનમા થતુ હતુ કે એમની પાસે જઇ એમને આનદ પમાડુ, એમને જમાડુ તેઓ મારૂ જમે એટલે માનુ કે તેઓ મારા તરફ સ્નેહવાળા છે

કટુતા નથી એ જાણવાનો બીજો પ્રકાર પણ વ્યવહાર પામે શુ ? પાચસો ગાડા ભરીને મીઠાઇ લીધી ને અષ્ટાપદ પર્વત પાસે પહોચ્યા. મુનિઓને લાભ દેવા મોકલ્યા પ્રભુને વિનતી કરી ,

પ્રભુએ કહ્યુ તમારો આહાર મુનિઓને ન ખપે બસ- "વાસ્યા ઉપર વાગ્યુ ઘા પર મીઠુ પડ્યુ" આચારની મોથી ને

અવળી વાત ન સમજાણી, અવળી ભાસી. મુનિઓ મારા પ્રત્યે ખિન્ન છે એમ લાગ્યું. અશાંત મન વધુ અશાંત બન્યું. બેચેની વધતી ચાલી કાંઈ સૂઝ ન પડી.

ઈન્દ્ર મહારાજે કાંઈક વાળણ કર્યું. પાંચ પ્રકારના અવગ્રહની વાત કાઢીને ચક્રવર્તિના અવગ્રહનો સ્વીકાર કરાવ્યો. સાધર્મિક ભક્તિમાં મન જોડયું. વેદો રચ્યા. સાધર્મિક ઓળખવા રત્ન કાકિણીથી રેખાઓ કરી.

સાધર્મિકો મળે ને કહે—

"ભય વધે છે. તમે જીતાયા છો હણો નહિ હણો નહિ" આ વચનોમાં પણ પોતાના વિચારોનું પ્રતિબિંબ પડતું હતું પિતા તીર્થંકર અને ભાઇઓ મુનિ શિવપદ પામ્યા પછી તો વિશેષ અકળામણ વધી.

સમવસરણના દર્શન પણ બંધ થયા. કયાં જઇને એ આનંદ લેવો. એ પણ પ્રશ્ન રહ્યો. એમને એમ છ લાખ પૂર્વ પસાર થયા. છેલ્લા કેટલાક સમયથી તો મન ખૂબ પલટાઇ ગયું હતું. વ્યવહારની વાતો સાંભળવી પણ ગમતી ન હતી. રાજ્યસભામાં બેસવા ખાતર બેસવું પડતું હતું.

બેસવાની સાથે જ થતું હતું કે આ કયારે પૂર્ણ થાય ને ઊઠું. વાતો કરનારાને ચક્રવર્તિ સાથે વાત કર્યા વગર છુટકો ન હોય ત્યારે જ વાત કરવા જતા– બાકી તો સમજી ગયા હતા કે તેઓશ્રીને આ વાત પ્રસન્ન કરતી નથી વાત કરનાર કોઈ સુંદર વાત લઈને જાય તેને એમ થાય કે આ વાત તો તેઓ સારી રીતે સાંભળશે. કારણ કે આ વાત તેમના લાભની છે. જેમકે " અમુક રાણીએ દેવ સુંદર પુત્રને જન્મ

આપ્યો છે ” એની વાત ઉમળકા ભેર કહેવા માટે આવનાર ને પણ પાછળથી એમ લાગે કે ચક્રવર્તિએ કોઇ ઉમળકો બતાવ્યો નહિ જો કે એ અ ગેનુ કર્તવ્ય બધુ બરાબર થયુ હોય એમા જરીપણુ ખામી ન આવી હોય ફક્ત ખામી એક જ હોય કે ચક્રવર્તિ રાજી ન લાગતા હોય, ફક્ત ફરજ બજાવતા હોય એવુ લાગે. એ જ ચક્રવર્તિ બીજાને લાગે કે આ વાત શુ છે

એવી ધર્મની વાત—

“ અમુક મુનિએ આવુ તપ કર્યુ છે ”

“ અમુક મુનિને અવધિજ્ઞાન પ્રકટયુ છે ”

“ અમુક મુનિને કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ છે ”

એવી એવી વાતો જ્યારે કોઇ સાધર્મિક આવીને કહેતો હોય ત્યારે તેની ઝીણી ઝીણી વિગતો તેઓ પૂછે કલાકોના કલાકો એ વાત સાભળે બીજા પોતાની અગત્યની વાત કહેવા આવ્યા હોય તેઓ ઊભા રહે તેના મનમા થાય કે મારો વારો કયારે આવશે ? કલાકો સુધી તપ કર્યા પછી જ્યારે એનો વારો આવે ત્યારે મિનીટ બે મિનીટમા પળ બે પળમા એની વાત સાભળીને ચક્રવતિ યોગ્ય જવાબ આપી દે

પછી કહી દે કે બસ પતી ગયુ પેલો ગણગણ કરતો વિદાય લે પણ થાય શુ ? ચક્રવર્તિ પાસે કાઇ ચાલે નહિ નાટક કરનારા, નૃત્ય નાચનારા, ગીત ગાનારા, હોશે હોશે આવે ને વિદાય લઇને વિદાય થાય-બધા વાતો કરે પણ એ

ચક્રવર્તિને કાંઇ નહિં–એનું મન તો કાંઇ જુદું જ–કોઇ કોઇ વખત અહિં ન ગમે એટલે અષ્ટાપદ પર્વત ઉપર પહોંચી ત્યાં ભગવન્તના બિંબને ટગર ટગર જોયા કરે. ભાવિ જિનોના ભાવપૂર્વક દર્શન કરે, પૂજા ભક્તિ કરે, ભાવના ભાવે, ૯૯ ભાઈઓની મૂર્તિઓને વાંદી ભૂતકાળના સ્મરણો તાજા કરે પોતાની ભૂલ યાદ કરી કરીને ફરી ફરી ખમાવે.

જોનારાને લાગે છે કે—રાજા ભરત આ બધું શું કરે છે. એને ત્યાંથી ખસવાનું મન ન થાય. દિવસો અને મહિના નહિં વર્ષો સુધી ત્યાં જ રહેવાનું ગમે. રાજ્યના અગત્યના કાર્યો અંગે અમાત્યોના આગ્રહ થાય ત્યારે ભાઇ પાછા ફરે. આવું તો અવાર-નવાર કર્યા જ કરે પરિવાર અને મંત્રિઓ સતત ચિંતા કરતા હતા કે આવું ક્યાં સુધી ચાલશે.

એક દિવસ ત્યાં તો ચક્રવર્તિ સર્વ અલંકાર પહેરીને નીકળ્યા. બધા તેમને જોઇ રહ્યા. આવું તેમનું સ્વરૂપ કદી પણ જોવા મળ્યું ન હતું. રૂપને અલંકારો અજવાળતા હતા ને અલંકારોને રૂપ દીપાવતું હતું. જોનારાને લાગતુ હતું કે ચક્રવર્તિ આજે કોઇ જુદી જ મસ્તીમાં છે. પોતાના તાનમાં એ આગળ વધે છે તેમની પાછળ ઘણાં છે પણ કોઇને ખબર નથી કે ચક્રવર્તિ ક્યાં જાય છે? શું કરવા જાય છે? ગમે ત્યાં જતાં હોય પણ તેમને એકલા કેમ જવા દેવાય, કોણ સાથે છે એનું તેને લક્ષ્ય નથી.

એમને એમ ચાલતા એક પ્રાસાદ આગળ–મહેલ આગળ આવ્યા ને તેઓ અટકી ગયા. એ પ્રાસાદ "આદર્શ મહાલય" નામે પ્રસિદ્ધ હતો. અવારનવાર અનેક વખત ચક્રવર્તિ અહિં આવતા. વિશ્વમાં જેની જોડ ન મળે એવો એ મહેલ હતો.

પણ આજે તેમને પોતાને પણ ખબર નથી કે હું શા માટે અહિં આવ્યો છુ

એકના અનેક રૂપોનુ દર્શન કરાવવાનુ એ પ્રાસાદમા સામર્થ્ય હતુ ચારે બાજુ અદ્ભુત દર્પણો જડવામા આવ્યા હતા.

ગક્રવર્તિ એ મહેલના પગથીયા ચડવા લાગ્યા જાણે ગુણ શ્રેણી પર ચડવાનો અભ્યાસ ન કરતા હોય તેમ મધ્ય ખ ડમા આવ્યા

સ્વસ્વરૂપનુ દર્શન દર્પણમા થયુ એક આગળી મુદ્રિકા વિહોણી આખે ચડી કેવી એ લાગતી હતી? પત્ર વિહોણી કલ્પવૃક્ષની ડાળ જેવી, સાડી વગરની સુદરી સમી, ફ્રેમ વિનાની છબી જેવી

એ પોતાની જ આગળી ચક્રવર્તિને પોતાની ન લાગી આભરણ વગરની આગળી ગમતી ન લાગી પછી તો આભરણ અ ગપરથી અળગા કરવા લાગ્યા ને જોયુ તો એક અ ગ બીજાની શોભાથી શોભતા જણાયા કાયા તો કારમી ભાસવા લાગી કાયાની માયા રાખવા જેવી નથી એમ સ્પષ્ટ સમજાયુ ને આત્માની માયા કરવા જેવી જાણી જાણ્યુ હતુ પણ ચોક્ખુ જાણ્યુ.

જોનારા જોઇ રહયા

જોનારાને થયુ કે– ચક્રવર્તિ આ શુ કરે છે?

અ ગ અડવા કેમ કરે છે?

ચક્રવર્તિ અક્ષ ગ ર ગે ર ગાયા,

શ્રેણીપર આરોહણ કર્યું.

ઘડી-બેઘડી ગઇ ન ગઈ ત્યાં દેવદુંદુંભિના નાદ પ્રગટ્યા. દેવો આવવા લાગ્યા. પ્રકાશ પથરાયો.

ચક્રવર્તિ કેવળજ્ઞાન પામ્યા. દેવોએ વેષના દાન દીધા. ચક્રવર્તિએ ઉપદેશના દાન દીધા. એકલાખ પૂર્વ સુધી પિતાની જેમ પૃથ્વીતળ પાવન કરી સકળ કર્મનો અંત કરી જ્યોતિમાં જ્યોતિ ભેળવી દીધી. વન્દન હો એ ભરત ચક્રવર્તિને !

તા. ૨૦-૯-૧૯૬૮



### ૧૫૭૧ મજા અને માજા

માજામા મજા મમાયેલી છે પણ મજામાં માજા સમાયેલી નથી

૧૦-૧૨-૧૯૬૨

### ૧૫૭૨ સાર્થક યોગ

સયોગ, પ્રયોગ, વિયોગ, અનુયોગ, ઉપયોગ ઇત્યાદિ સર્વમા તો યોગ રહેલો જ છે 'યોગ' જો શુદ્ધ મળી જાય તો પછી જુદા જુદા પ્રકારના યોગોનો અનુભવ કરવો ન પડે

૨૫-૧૨-૧૯૬૨

### ૧૫૭૩ સામાન્યથી ઘણો લાભ

ઉત્તમ આત્માના સામાન્ય સગ વથી પણ અનેક લાભ મળે છે

૨૫-૧૨-૧૯૬૨

### ૧૫૭૪ બહાર નીકળવુ પડે

ભવ ભવનના દરેક ઓરડાઓનુ જ્ઞાન થઈ જાય તો પછી તેમા કોઇ રાખે નહિ તેની બહાર નીકળી જવુ પડે

૨૫-૧૨-૧૯૬૨

### ૧૫૭૫ ધર્મ શબ્દનો વિલક્ષણ અર્થ

ધ અને મ ની વચ્ચે ર વહિ રહે છે તો બન્ને દીસિ-વાળા કરે છે નહિ તો બન્ને અનર્થ કરનારા છે ધ અને મ શુ છે એ સમજી શકાય એવુ છે નમે તેના પ્રથમાક્ષર એ
૩

છે ને ૨ વન્હિ બીજ છે–એ આવે એટલે શું થાય એ સમજવું દુષ્કર નથી.

૨૭-૧૨-૧૯૬૨

## ૧૫૭૬ આશા યોગ્ય કરવી

યોગ્યતા વગરની લાંબી લાંબી આશાઓ બાંધવાથી આશાઓ સફળ થતી નથી. પછી જીવન નિરાશ બની જાય માટે યોગ્યતા પૂર્વકની યોગ્ય આશા કરવી.

૨૭-૧૨-૧૯૬૨

## ૧૫૭૭ સારા કામની કિંમત

સારૂં કાર્ય સારી રીતે થયું તો તે માટે બીજાની સંમતિની જરૂર રહેતી નથી. કરનારનુ હૃદય સંમતિ આપે છે. બીજા તો તેમાં પૂરવણી માત્ર કરે છે.

૨૭-૧૨-૧૯૬૨

## ૧૫૭૮ શુદ્ધ મન ને અશુદ્ધ મન

શુદ્ધ મનમાં સારા માઠા બંને પ્રતિબિંબ પડે છે અને અને અશુદ્ધ મનમાં એકે નહિં.

૨૭-૧૨-૧૯૬૨

## ૧૫૭૯ ઓળખાણની ચતુર્ભંગી

તમે મને ઓળખતાં નથી, પણ હું તમને ઓળખું છું. હું તમને ઓળખતો નથી, પણ તમે મને ઓળખો છો, હું તમને ઓળખું છું ને તમે મને ઓળખો છો તમે મને ઓળખતા નથી ને હું તમને ઓળખતો નથી–આમ ઓળ-

ખાણ અંગે ચાર વિકલ્પ છે. અપેક્ષાએ ચારે સારા છે અને અપેક્ષાએ ચારે સારા નથી

૩૧-૧૨-૧૯૬૨

## ૧૫૮૦ મનુષ્ય સ્વભાવ

માનવ સ્વભાવ જ એવો છે કે વગર કારણે ઓળખાણ રાખતો નથી

૩૧-૧૨-૧૯૬૨

## ૧૫૮૧ આનુ નામ સંસાર

તમે અત્યાર સુધી ઓળખતા ન હતા તો હવે એકાએક કયાથી ઓળખવા લાગ્યા આની પાછળ શુ રહસ્ય છે? રહસ્ય તો સ્પષ્ટ જણાય છે એવુ કાઈ અમને રૂચતુ નથી તમારા સ્નેહ પાછળ સ્વાર્થ રહેલો છે એ સ્વાર્થ સ્નેહને આગળ કરે છે સ્વાર્થ ઢીલો થશે તેની સાથે સ્નેહ શોધ્યો પણ નહિ જડે-એનુ નામ છે સંસાર

૩૧-૧૨-૧૯૬૨

## ગભરાટ દૂર કરવાનો ઉપાય

તમે શા માટે ગભરાવ છો, કયારે ગભરાવ છો, કોનાથી ગભરાવ છો, ગભરાટ કેટલો વખત રહે છે તે ગભરાટનુ પ્રમાણ કેટલુ હોય છે આ સર્વ સ્પષ્ટ વિચારીને તે દૂર કરવા માટે થોડું પણ આત્માનુ યથાર્થ સ્વરૂપ વિચારો-ગભરાટમા ફેર પડી જશે

૩૧-૧૨-૧૯૬૨

## ૧૫૮૩ અજવાળ્યા છતાં નકામું

બધું બહારનું અજવાળ્યું હોય પણ જો જીવન ન અજવાળ્યું હોય તો શા કામનું.

૧-૨-૬૩

## ૧૫૮૪ અવસરને ઓળખો

અવસર તો સારા નરસા આવે છે પણ એવા અવસરને યોગ્ય રીતે ઉપયોગમાં લેવાની કળા જ્યાં સુધી આવડી નથી ત્યાં સુધી અવસર આવ્યો ન આવ્યા બરાબર છે.

૧-૨-૬૩

## ૧૫૮૫ ભૂલ થવાનાં મુખ્ય કારણો

માણસો કેટલીક વખત એવી ભૂલ કરી બેસે છે કે જે ભૂલ નજીવી હોવા છતાં તેનાં પરિણામો ઘણાંજ માઠાં આવે છે. એવી ભૂલમાં મુખ્યત્વે કારણભૂત ક્રોધ, આગ્રહી સ્વભાવ, અજ્ઞાન અને કૃપણતા હોય છે.

૬-૨-૧૯૬૩

## ૧૫૮૬ સ્વાદ-યાદ ને ફરિયાદ

સ્વાદ સતાવે છે, યાદ સતાવે છે, ને ફરિયાદ સતાવે છે.

૨૧-૨-૧૯૬૩

## ૧૫૮૭ ચડીયાતો કોણ? બધામાં ચડે તે

સ્વાદનો ઉન્માદ બધા ઉન્માદોથી ચડી જાય છે.

૨૧-૨-૧૯૬૩

### ૧૫૮૮ વિચાર વિસારે પડે છે

વાદનો જ્યારે નાદ લાગે છે ત્યારે યુક્તાયુક્તનો વિચાર વિસારે પડે છે

૨૧-૨-૧૯૬૩

### ૧૫૮૯ આહ્લાદની વિશિષ્ટતા

આહ્લાદની વિશિષ્ટતા તેના બીજભૂત કારણમા સમાએલી છે. ૨૧-૨-૧૯૬૩

### ૧૫૯૦ વધુ ભય કર છે

પાપના પારણા ઝેરના પારખા કરતા પણ વધુ ભયકર છે ૨૧-૨-૬૩

### ૧૫૯૧ ઉત્તમ વચન

ઉત્તમ વચનો જીવનની ઉન્નતિને સૂચવે છે

૨૧-૨-૬૩

### ૧૫૯૨ વચનની ચીવટ

મુખમાથી નીકળતા વચનો ક્યારે ક્યારે સાચા પડી જાય છે માટે વચન બોલતા ખ્યાલ રાખવાની ઘણી જ આવશ્યકતા છે

૨૧-૨-૧૯૬૩

### ૧૫૯૩ પ્રવાહમા ગતિ

પ્રવાહમા ખેચાવુ સહજ છે, પ્રવાહમા સ્થિર રહેવુ કઠિન છે અને પ્રવાહમા સામે ગતિ કરવી દુષ્કર છે

૨૭-૨-૧૯૬૩

## ૧૫૯૪ 'અહં' ને દૂર કરો

'ह' નો યોગ્ય ઉપયોગ 'અહ' ને દૂર કરે છે.

૨૭-૨-૧૯૬૩

## ૧૫૯૫ અજ્ઞાનીના અનુભવ ને જ્ઞાનીના અનુભવ

પોતાના અનુભવો દેશ અને કાળને સાપેક્ષ હોવાથી દેશ અને કાળના પરિવર્તનમાં એ કામીયાબ બનતા નથી એટલે તેની પકડ રાખવાથી લાભ કરતાં ગેરલાભ વધી જાય છે. જ્ઞાનીના અનુભવ અંગે આ સ્થિતિ નથી.

૨૭-૨-૧૯૬૩

## ૧૫૯૬ વિરુદ્ધ વ્યવસાયથી અટકો

વ્યવસાયને અનુરૂપ [ભાષા] વાણી, વિચાર અને વર્તનનું ઘડતર થાય છે. એ ત્રણે જો ઉચ્ચ અને સારા ઘડવા હોય તો એવો વ્યવસાય મેળવવા પ્રબલ પ્રયત્નો કરવા જોઈએ. કદાચ એ શક્ય ન હોય તો વિરૂદ્ધ વ્યવસાયમાં રતિ તો ન જ રાખવી એ તો પોતાના હાથની વાત છે.

૨૭-૨-૧૯૬૩

## ૧૫૯૭ તો ભારે થઇ પડશે

ભૂલ અને મૂલ બાજુમાં રહે છે. એટલે ભૂલ મૂલમાં ન પેસી જાય એ માટે ખૂબ જાગૃત રહેવાની જરૂર છે. જો ભૂલ મૂલમાં પેસી ગઈ તો ભારે થઈ પડશે.

૭-૩-૧૯૬૩

## ૧૫૯૮ દુધની અંદર સાકરની જેમ ભળો

કોઇપણ સમૂહમાં ભળો તો દુધમાં સાકર ભળે તેમ ભળજો, પણ દુધમાં મીઠાની જેમ નહિ સાકર મીઠાશ વધારે છે અને મીઠુ ખારાશ

૭-૩-૧૯૬૩

## ૧૫૯૯ જાતે નુકશાનથી બચો

ઓ શ્રદ્ધાના પૂજારીઓ! તમે અન્ય શ્રદ્ધાવાળાને નિંદો છો એ બંધ કરો, એ શ્રદ્ધાવાળા ગમે તેવા હોય પણ તમે જ્યાં બુદ્ધિના પ્રવેશ માટે બારણા તદ્દન બંધ છે એવા અનેક પ્રદેશમાં ક્યાં વિચરતા નથી છતાં વધારે અજુગતુ તો એ છે કે તમે તમારી જાતને બુદ્ધિથી જ પ્રવૃત્તિ કરનારા કહેવરાવો છો તમારા કરતા એ શ્રદ્ધાના ચક્રે ચાલનારા લાખ દરજ્જે સારા છે કદાચ ઠગાતા હશે, તો પણ તમારી જેમ બમણા નુકશાનમાં નથી આવતા

૪-૪-૧૯૬૩

## ૧૬૦૦ પરમ સંપત્તિ

બુદ્ધિ એ સંપત્તિ છે પણ બુદ્ધિ કરતા પણ સત્ય પરની શ્રદ્ધા એ પરમ સંપત્તિ છે શ્રદ્ધા વગરની બુદ્ધિ વિનાશ તરફ લઈ જાય છે ને બુદ્ધિ વગરની શ્રદ્ધા પરિણામે શ્રેય તરફ લઈ જાય છે અનુભવ આ વિષયમાં સાક્ષીરૂપ રહે છે

૪-૪-૧૯૬૩

## ૧૬૦૧ બુદ્ધિ ને આત્માની જોડી

કન્યામાં કાઇ ખામી નથી બામી વાને સારી છે ફક્ત તેનો પગ રાટો પડે છે પગમાં ખોડ નથી પણ એવી ટેવ

પડી ગઇ છે, તેના વડીલોએ એ ટેવ સુધારવા ઘણું કહ્યું ઘણું કર્યું પણ સુધારી શકાય એવી ટેવ એણે સુધારી નહિં આ એક કારણે તેને જોવા આવનારા તેને ના પસંદ કરતા હતા. બીજી બાજુ એક છોકરાની પણ એ જ હાલત હતી, બધી વાતો સારો છોકરો ફક્ત પગ પાડતો ત્યારે વાંકા જાણી જોઇને વાંકા પાડતો તેથી તેના પર પણ કળશ કોઈ ઢોળતું નહિં. બુદ્ધિએ કન્યા છે અને આત્માએ છોકરો છે. બન્ને વાંકા જોડાય તો વિશ્વમાં વિનાશ ઉતરે એમાં શું નવાઇ.

૬-૪-૧૯૬૩

## ૧૬૦૨ આચારનો શ્લેષ

આચારનો જે આ (અ) ચાર કરી નાંખે છે તેને ચાર ગતિનો ચાર સતત ચાલુ રહે છે.

૨૨-૬-૧૯૬૩

## ૧૬૦૩ જાતે જ અમલમાં મૂકો

સમજણ ભાડે મળે છે પરંતુ સદ્‌વર્તન ભાડે મળતું નથી. તે તો પોતે જાતે જ સેવવું પડે છે.

૮-૭-૧૯૬૩

## ૧૬૦૪ વિપરીત દલાલી

જેની પાસે જે માલ ન હોય તેનો તે ધંધો કરી શકતો નથી દલાલી જરૂર કરી શકે. એ પ્રમાણે આચાર વિહીન આચારની વાતો કરે-પણ આચાર આપી શકે નહિં.

૧૫-૪-૧૯૬૩

### ૧૬૦૫ કાળની ભેટ

શક્તિસમ્પન્ન જીવો ઉધાર બાજુ વધુ પડતી વધારી મૂકે છે એ પણ એક કાળની બલિહારી છે

૨૨-૬-૧૯૬૩

### ૧૬૦૬ વ્યાધિના ભોગ

વિચારને વિશુદ્ધ કર્યા વગર વર્તન કરનાર અવિશોધિત અનાજના આહારની જેમ અનેક વ્યાધિનો ભોગ બને છે.

૫-૭-૧૯૬૩

### ૧૬૦૭ આચરણની કિંમત

જે સમર્થ હોવા છતા પણ જે સદાચારનું આચરણ કરતો નથી તે તે વાતનુ વકીલાતની રીતે પોષણ કરી શકે છે પણ તેમા તીવ્રતા કે સચોટતા લાવી શકતો નથી

૭-૭-૧૯૬૩

### ૧૬૦૮ સમજુ અને શાનપણુ

સમજુ માનમાં સમજી જાય છે અને સાનમા સમજી જાય એ સમજુ ગણાય છે બન્ને પરસ્પર અપેક્ષા રાખનાર છે સમજ અને જ્ઞાન

૮-૭-૧૯૬૩

### ૧૬૦૯ પ્રાપ્તનો સદુપયોગ કરો

તમારી પાસે જે નથી-ને જરૂરનુ છે તે મેળવવા માટે

યોગ્ય પુરુષાર્થ કરો જરૂર કરો-પણ જે છે તેનો યોગ્ય ઉપયોગ કરતા રહો. જો પ્રાપ્ત પદાર્થોનો યોગ્ય ઉપયોગ નહિં કરો તો તે વ્યર્થ જશે ને અન્ય મળવાની આશા દૂર થતી જશે. એવું ન બને એ માટે સચેત રહો.

૧૦ ૭-૧૯૬૩

## ૧૬૧૦ અધિકાર અનધિકારનો ભેદ

અનધિકૃત ચેષ્ટા અને અધિકૃત ચેષ્ટા એ બેમાં ભેદ પારખવાનું કાર્ય સ્થિર બુદ્ધિથી કરવા જેવું છે.

## ૧૬૧૧ સમયની બૂમ

ઘણાં જીવો વિશ્વમાં એવા જોવામાં આવે છે. કે તેઓ પોતાના અમુલ્ય સમયને – જે તંત્રમાં પોતાની વિચારણાને કોઈ પણ સ્થાન નથી એવા તંત્ર અંગે જવાબદારી વગરની વિચારણા કરવામાં વાપરે છે- વાપરતા નથી વેડફે છે. તેઓ જો એ છોડી દે તો-તેઓ જે બૂમ મારતા હોય છે કે મને સમય નથી તેને બદલે તેમની પાસે સમયની – સારા કાર્યમાં વાપરવાની સમયની ખૂબ છુટ થઈ જાય છે.

૧૦-૭-૧૯૬૩

## ૧૬૧૨ સ્વનું કાર્ય

પગનું કાર્ય હાથ કરતા નથી, અને હાથનું કાર્ય પગ કરતા નથી, એ હકીકત છે. આવી હકીકતો દરેકે પોતાને કયું કાર્ય કરવાનું છે એ અંગે વિચારવી જરૂરી છે

૧૦-૭-૬૩

## ૧૬૧૩ પુનિતપથને કોઈપણ પામવાને શક્તિમાન છે

પાપી પણ પાપના ફળને ચાહતો નથી-જો તેના હૃદયમા પાપ પ્રત્યે ઘૃણા જાગે તો તે અવશ્ય પાપ-મુક્ત બનીને પુનીતપથને પામી શકે છે

૧૫-૭-૬૩

## ૧૬૧૪ ધર્મપ્રેમની આવશ્યકતા

'પ્રેમ ધર્મ' આચરનારાની વિશ્વમા મોટીસખ્યા છે તેથી જ કેટલાક ધર્મો કેવળ સખ્યા વધારવાને માટે એવા તત્ત્વો પોતાના ધર્મમા અપનાવે છે કે જેને ધર્મ સાથે કાઇ લેવા-દેવા નથી વિરલ આત્માઓનેજ એ સમજાય છે કે પ્રેમધર્મથી પર થવા માટે ધર્મપ્રેમ કેળવવો જરૂરી છે એથી ધર્મના -વિશુદ્ધ ધર્મના પ્રેમવાળા અલ્પ હોય તેમા કાઇ આશ્ચર્ય નથી

૧૫-૭-૬૩

## ૧૬૧૫ અભ્યતર દૃષ્ટિએ

કોઇ કોઇ વખત કોઈ પ્રસગ એવા બની જાય છે કે તે પ્રસગ ખરેખર જોવામા આવેતો દરેકને નુકશાન કરનારો હોય છે છતા પણ દરેક એમ માનવા અને મનાવવા પ્રયત્ન કરતો હોય છે કે આ અમારા લાભનુ બન્યુ

૨૫-૭-૧૯૬૩

## ૧૬૧૬ મસાર એક આંધી

આધીમા અટવાઈ ગયેલા જીવોને જ્યારે બચાવવા

પ્રયત્ન-ખૂબ પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે તે જીવોને આંધી ની એવી અસર હોય છે કે તેઓ બચવા માગતા નથી-પરિણામે જ્યારે અસહ્ય બને છે; ત્યારે તેઓ બૂમ પાડતા હોય છે કે અમને કોઇએ બચાવ્યા નહિ. સંસારમાં આવું પદે-પદે ડગલે ને પગલે જોવા મળે છે.

૧૬-૭-૧૯૬૩

## ૧૬૧૭ નિજનું પ્રતિબિંબ

તમે કોઈના પ્રત્યે કોઇપણ પ્રકારનું વર્તન રાખો તેના માટે અમને જરીપણ વાંધો નથી-વાંધો ફક્ત એટલો જ છે કે એવાજ પ્રકારનું વર્તન બીજા તરફથી તમારા તરફ કરવામાં આવે છે ત્યારે તમે શા માટે અકળાઇ જાવ છો ? શા માટે બૂમાબૂમ કરી મૂકો છો ?

૨૭-૭-૧૯૬૩

## ૧૬૧૮ ભૂલવા જેવું

ભૂલમાં ભૂલવા જેવું ભુલાઈ જાય તો લાભ થાય અને ન ભૂલવા જેવું ભુલાઈ જાય તો ગેરલાભ થાય માટે ભાગે પ્રથમનું ઓછું બને છે.

૮-૮-૧૯૬૩

## ૧૬૧૯ વૈરાગ્યની પ્રાથમિક ભૂમિકા

વૈરાગ્યની ભૂમિકાઓ પ્રાપ્ત કરવા માટે રાગની ભૂમિકાઓ પ્રત્યે નફરત હોવી પ્રથમ આવશ્યક છે.

૮-૮-૬૩

## ૧૬૨૦ રાગની દૃષ્ટિએ વૈરાગ્ય

વૈરાગીથી રાગને પપાળવાનુ કેમ પાલવે?

૮-૮-૬૩

## ૧૬૨૧ સંયમીને પતનનુ નિમિત્ત

સયમીને અસમય પોષતા સાધનોનો પરિચય પણ ભયકર છે

૮-૮-૬૩

## ૧૬૨૨ વિશેષ મારક

યમ કરતા અસયમ વિશેષ મારક છે

૮-૮-૬૩

## ૧૬૨૩ વિશેષ આશ્ચર્ય

અનુભવીઓના કથન સત્ય નીવડતા હોય છે બીજા અનુભવીઓ એ જોઇને આશ્ચર્ય પામતા હોય છે પણ વિશેષ આશ્ચર્ય પામવા જેવુ તો એ છે કે બીજા અનુભવીઓ જાણવા છતા અનુભવીઓના કથનનો સ્વીકાર કરતા અમલમા મૂકવામા અચકાતા હોય છે ને ઘણી વખત તો વિરુદ્ધ જતા હોય છે બાકી અનુભવીઓના કથન સાવ સાચા હોય છે

૧૨-૮-૧૯૬૩

## ૧૬૨૪ આત્માની કેળવણી

તમને શરમ નથી એટલુ તો નહિ પણ શરમનો અભિનય કરતા પણ આવડતુ નથી એવો અભિનય કરવા તમે જાવ છો ત્યારે પણ તમારી નિર્લજ્જતા ઉઘાડી દેખાયા કરે છે,

તમારી આંખના પોપચા કેવા રહે છે. ? તમારા વદન પર શરમના શેરડા ક્યાં પડે છે ? આ બધું એમને એમ નથી આવડતું તે માટે તમારે તમારા આત્માને કેળવવાની જરૂર છે.

૧૨-૮-૧૯૬૩

## ૧૬૨૫ પિતા ને પુત્ર પાપ ને દુઃખ

તમને ડર લાગે છે ? કોનો ડર લાગે છે ? પિતા કે પુત્રનો ? તમે પુત્રથી ડરો છો પણ પિતાથી ડરતા નથી. પિતાનો પરિચય પ્રેમપૂર્વક–હોંશથી કરો છો. પિતાની પાછળ રહેલો પુત્ર તમને દેખાતો નથી. જ્યારે તેનું આછું પણ દર્શન થાય છે. ત્યારે તમને કમકમાટી આવી જાય છે જેમ જેમ એ તમારી નજીક આવતો જાય છે, તેમ તેમ તમારી ધ્રુજારી વધતી જાય છે. તેને દૂર કરવા તમે ઘણું ઘણું કરો છો પણ નથી કરતા એક કે તેના પિતાનો પરિચય છોડવાનું જ્યા સુધી એ નહિં કરો ત્યાં સુધી છોકરો તમને છોડવાનો નથી એ નક્કી માનજો. પાપ એ બાપ છે ને દુઃખ એ છોકરો.

૧૨-૮-૬૩

## ૧૬૨૬ થોડું કરવા જેવું કરો

કરવાનું ઘણું છે અને તમે કરો છો પણ ઘણું-પણ તમારે જે કરવા જેવું છે તે તમે થોડું પણ કરતા નથી.

૧૩-૮-૬૩

## ૧૬૨૭ સાઈન બોર્ડ

તમે ચાલ્યા કરશો તેથી કાંઇ ગામ નહિ આવે ગામ તો તમે માર્ગ શોધીને તેના ઉપર ચાલશો ત્યારે આવશે.

૧૩-૮-૬૩

## ૧૬૨૮ કામની ચતુર્ભંગી

કેટલાક કામની વસ્તુને નકામી કરે છે કેટલાક નકામી વસ્તુને કામની કરે છે કેટલાક કાંઈપણ કરતા નથી કેટલાક બન્ને કરે છે આમાથી શુ કરવુ ઉત્તમ છે એ સમજી શકાય એમ છે એ સમજીને પોતે કયા છે અને કયા રહેવુ જોઈએ એ વિચારીને ફેરફાર કરવાની જરૂર જણાતી હોય તો તે કરવામા વિલબ કરવો નહિ

૧૭-૮-૧૯૬૩

## ૧૬૨૯ શ્રદ્ધાને અપનાવો

દરેક વસ્તુનો અનુભવ કરવાનો આગ્રહ ન રાખો

૧૭-૮-૧૯૬૩

## ૧૬૩૦ સસારમાં પડયો

સસારમા ચડવાનુ નથી ત્યા તો પડવાનુ જ છે માટે જ લગ્ન કરનારને કહે છે કે આ સસારમા પડયો

## ૧૬૩૧ દેખાદેખીથી પડતુ મુકતાં વિચાર કરો

કેટલાક સમજીને પડે છે તો કેટલાક દેખાદેખીથી પડે છે

૧૭-૮-૬૩

## ૧૬૩૨ ખરેખર શોચનીય છે

પડેલાઓ- પડવા માટે ઇચ્છનારને નકારતા નથી પરતુ પ્રેરે છે એ ખરેખર શોચનીય છે

૧૭-૮-૬૩

### ૧૬૩૩ એકાન્તવાદ

કોઇ પણ કાર્યની વિશિષ્ટતા અમુક જ પ્રકારે માનવી કે મનાવવી એ એક જડતા છે.

૨૫-૮-૬૩

### ૧૬૩૪ બહુમતિની ગણના

સંખ્યાબળ અમુક સમયે ભલે આવશ્યક ગણાતું હોય પણ દરેક પ્રસંગે તેની મહત્તા ગણવી એ અજ્ઞાન છે.

૨૫-૮-૬૩

### ૧૬૩૫ ધન એ ધર્મમાં માધ્યમ નથી

ધનથી ધર્મનું માપ નથી નીકળતું પણ ઉદારતાથી નીકળે છે. એટલે ધર્મ ક્ષેત્રમાં ધનવાન અગ્રગામી નથી પણ ઉદાર આત્મા અગ્રગામી રહે છે. આ સમજ વગર ઘણા જીવો બળતીજ ટીકા કર્યા કરે છે એ શોચનીય છે.

૨૫-૮-૬૩

### ૧૬૩૬ અવસરને સાધો

અવસર સર-સર કરતો સરી જાય છે. એટલે એને સરતો જોવામાં સાર નથી. ૨૯-૮-૬૩

### ૧૬૩૭ પ્રસંગની તકેદારી

ખૂબ તાપમાં ઉત્તપ્ત બનીને સરોવરને તીરે પહોચ્યા- ત્યારે- એ સૂકાતા સરવરમાં સ્વલ્પ નીર નિરખ્યું એનો ઉપ- યોગ કરવામાં જો વિચાર કરવામાં સમય ગુમાવાય તો-શી દશા થાય- ધર્મક્ષેત્રે મોટે ભાગે આવું દર્શન જોવા મળે છે

૨૯-૮-૬૩

## ૧૬૩૮ પરિણામના ખ્યાલ પછી શીઘ્ર છુટા થજો

જીવને પાપના પરિણામ કેવા આવે છે અને કયારે આવે છે એનુ બરાબર ભાન થવુ મુશ્કેલ છે અને થયા પછી ટકવુ મુશ્કેલ છે જ્યારે એ બરાબર થઇ જાય છે ત્યારે જીવ પાપ કરતો અટકી જાય છે કદાચ કોઈ કોઈ પાપ અનિવાર્ય હોય તે કરતો હોય તો પણ જેથી બચી શકાય એવુ-જે કર્યા વગર ચાલે એવુ છે જે કરવાની જરી પણ જરૂર નથી એવા પાપથી તો તે જરૂર છૂટો થઈ જાય છે

૩૧-૮-૧૯૬૩

## ૧૬૩૯ પુણ્યનો અતિરેક

પુણ્યના પરિણામો જ્યારે એકાએક આવી પડે છે ત્યારે જીવને અકળાવી નાખે છે પાપના પરિણામોનુ પણ એવુ જ છે ધીરે ધીરે પરિચય વધતા જીવ ટેવાઇ જાય છે જેમ લાંબા ઉપવાસ બાદ એકાએક હોજરી ભારે ખોરાક જીરવી શકતી નથી તેમ

૨૯-૯-૬૩

## ૧૬૪૦ કાર્યસિદ્ધિમાં ઉપાદાન કારણ

સમર્થ આત્માની કૃપા કાર્યસિદ્ધિમા સમર્થ કારણ છે એ એક મળી જાય તો કેમ આ બન્યુ એવા વિચારો કરીને તેનુ બળ ઘટાડવાની મૂર્ખતા કરવા જેવુ નથી

૨૯-૯-૧૯૬૩

## ૧૬૪૧ વહેલો તે પહેલો

કેટલીક વખત કોઈ સારા કાર્ય માટે તમને કોઇ પ્રેરણા

કરે એ તમને રુચતું નથી અને તમે તમારી જાતે સમજી શકતા નથી. આ સ્થિતિમાં કાર્ય તો કોઇ પણ ભાગ્યવંતના શુભ હસ્તે થશેજ, પણ છતી શક્તિએ તમારૂં શું! તમે તો રહી જશો. ખાસ કરીને દાનના વિષયમાં આ બને છે.

૨૯–૯–૬૩

## ૧૬૪૨ વફાદારીની જરૂરીયાત

વિશ્વમાં જીવો જો વફાદારી દાખવતા શિખી જાય તો ઘણા પ્રશ્નોનો નિકાલ આવી જાય. વફાદારીના વાંધાને કારણે ઘણી વાતો બગડે છે.

૩૦–૯–૬૩

## ૧૬૪૩ તો આંખ ઉઘડી જાય

મફતીયા લાભ લેવાની ઇચ્છા ક્ષણ માટે પૂર્ણ તો થાય પણ-તેનું મૂલ્ય કેટલું ચુકવવું પડે છે. તેનો હિસાબ કરતા આવડે તો આંખ ઉઘડી જાય.

૩૦–૯–૬૩

## ૧૬૪૪ ઉપકારીના ઉપકારને વિસરશો નહી

બધી બાજુથી પાછા પડ્યા ને ધર્મના શરણે ગયા. ધર્મે બધું ઠીક–ધાર્યા કરતાં પણ ખૂબ સારૂં કરી આપ્યું. હવે તમે સારી સ્થિતિમાં બધાને યાદ કરો છો. પણ જેથી સારૂં થયું છે તેને કેટલા પ્રમાણમાં કેવી રીતે–ક્યારે–યાદ કરો છો? તે સ્વસ્થપણે વિચારજો. તમને જો સુધારવા જેવું જણાતું હોય તો તે અંગે ક્ષણનો પણ વિલંબ કરતા નહિ.

૩૦–૯–૬૩

## ૧૬૪૫ જીવનની યથાર્થતા

જીવને જીવન શુ છે ? તેની ખરી સમજ પડી જાય તો ઘણી ખટપટ મટી જાય

૧૦-૧૦-૬૩

## ૧૬૪૬ વિચારની શુદ્ધિ

આ બધુ શા માટે છે –અવિચારણા વાર વાર કરવામા આવે તો ઘણુ ઘણુ સમજાય એવુ છે

૧૦-૧૦-૬૩

## ૧૬૪૭ અનુભવ અનુભવે સમજાય છે

જ્યારે જ્યારે સમય મળે ત્યારે ત્યારે તેનો ઉપયોગ કરવો જરૂરી છે તે વિચાર ક્ષણ પણ કરવો ભૂતકાળના અનુભવો તેમા ઉપયોગમા લેવા

૧૦-૧૦-૬૩

## ૧૧૪૮ સમયનો સચય કરો

ખર્ચ કરતા વધતી મૂડી સગ્રહી શકાય છે પણ સમય સગ્રહી શકાતો નથી. તે તો વપરાયજ છે માટે વાપરતા વિચાર કરવો.

૧૦-૧૦-૬૩

## ૧૬૪૯ સૌમ્યતાની ઓળખ

તમારી સૌમ્યતા વિકરાળ કાળને પણ સૌમ્ય બનાવી શકે છે.

૧૫-૧૦-૬૩

## ૧૬૫૦ ખરી ભાત પાડો

તમે સાચી વાત કરી શકો છો. પણ ભાત તેની પાડી શકતા નથી. શાથી! એ તો તમે તમને પોતાનેજ પૂછજો એટલે જણાઈ જશે.

૧૫-૧૦-૬૩

## ૧૬૫૧ તો બેડો પાર થઈ જાય

બે ને બે ચાર ને એક ને એક બે જેવી ઘણી વાતો જીવનમાં ઉતરી જાય તો બેડો પાર થઇ જાય.

૨૧-૧૦-૬૩

## ૧૬૫૨ અનન્તની અનંતતા

અનન્ત પ્રકાશનું એક કિરણ પણ અનંતને અજવાળવા સમર્થ છે.

૨૧-૧૦-૬૩

## ૧૬૫૩ આશયને શોધો.

કોઇ કોઈ સમય કોઇ કાર્ય કેવી રીતે પતી જાય છે તેની ખબર પણ પડતી નથી પણ એ કાર્ય જે બળથી પતે છે તે બળને પુષ્ટ કરવા માટે સબળ ભાવના રાખવી એ કૃતજ્ઞતા છે.

૭-૧૧-૬૩

## ૧૬૫૪ સંયમની વિશિષ્ટતા

અહિંસા, સંયમ અને તપમાં મધ્યવર્તી સંયમ છે.

એ બન્નેને પોષણ આપે છે. સંયમ ન હોય તો અહિંસા ટકતી નથી અને તપ આવતો નથી

૭-૧૧-૬૩

## ૧૬૫૫ યમનો પ્રતિશત્રુ

યમનો યમ કોઈ હોય તો તે સંયમ છે

૭-૧૧-૬૩

## ૧૬૫૬ સમયની સૂક્ષ્મતા

સારો સમય સમીપ આવે અને આવેલો એ સચવાઈ રહે એ માટે બેદરકાર રહેવુ એ જડતા-મૂર્ખતા છે

૧૩-૧૧-૬૩

## ૧૬૫૭ ઉપાધિથી જોખમાંશો નહી

ઉપાધિમા અકળાઈ જનારો ઉપાધિને અનેકગણી વધારી મૂકે છે

૧૩-૧૧-૬૩

## ૧૬૫૮ ઉધાર બાજુને ઉધારો

ઉધાર બાજુ વધે છે ત્યારે ઉકરડાની માફક વધે છે

૧૩-૧૧-૬૩

## ૧૬૫૯ ખરૂ ને ખારૂં

ધન તો ઘણા પ્રકારના છે પણ જે આત્માને 'ધન્ય' બનાવે તે ખરૂ ધન બાકી-ખારૂ

૧૩-૧૧-૬૩

## ૧૬૬૦ અસલી નકલ કદિ નહિ કરે

ખરો માણસ નખરા કરતો નથી.

૨૫-૧૧-૬૩

## ૧૬૬૧ ચિરસ્મરણીય ક્ષણ

જીવનમાં કોઇ ક્ષણ એવી આવી જાય છે કે જે ચિર-સ્મરણીય બની રહે છે. સુજ્ઞ માણસે એ વિચારવું જોઇએ કે એવી ચિરસ્મરણીય ક્ષણો બધી બની જાય એવું કાંઇક કરૂં.

૧૮-૧૧-૬૩

## ૧૬૬૨ ભૂલમાં રહેશો નહિ

પુણ્યના પથરાએલા અજવાળામાં એવું બાંધકામ કરી લ્યો કે જેથી મળતા લાભો સદા મળ્યા કરે. એ અજવાળામાં કાંઈપણ કરવા જેવું નહિં કરો તો પરિણામે જ્યારે અંધારૂં આવશે ત્યારે બેવડી અકળામણ થશે. આવું ડગલે ને પગલે થાય છે તમે ભૂલમાં નહિં રહેતા.

૧૮-૧૧-૬૩

## ૧૧૬૩ જ્ઞાનનાં ક્ષયોપશમમાં કાળની વિચિત્રતા

અમુક વસ્તુ અમુક સમયે ઉત્પન્ન થાય છે ને અમુક સમયે ઉત્પન્ન થતી નથી. આવું સ્થળવિશેષમાં જે બને છે, તેની પાછળ જે સૂક્ષ્મ કારણો છે, તે જેમ જેમ વિચારવામાં આવે છે તેમ તેમ જ્ઞાનનો ક્ષયોપશમ અપૂર્વ વધતો જાય છે.

૧૮-૧૧-૬૩

## ૧૧૬૪ સમયને ઓળખો

સમયના વળાંકને ઓળખવો એ વિશુદ્ધ સમજની નિશાની છે

૨૨-૧૧-૧૯૬૩

## ૧૧૬૫ આપત્તિને નોતરશો નહિ.

સીધી વાટપર જતુ સાદુ જીવન સારૂ બાકી એવુ જીવન પણ આપત્તિને આમત્રે છે

૬-૧૨-૬૩

## ૧૧૬૬ અમૃતને પિછાનો

અમૃતને અમૃત સ્વરૂપે ઓળખવુ એ પણ મહાન શુભોદયની નિશાની છે ને સત્યને સત્ય સ્વરૂપ ઓળખવુ તે પણ

૬-૧૨-૬૩

## ૧૧૬૭ ચેતનને ઓળખ

આત્મા આત્માને ઓળખે છે ૧૩-૧૨-૬૩

## ૧૧૬૮ ઉચે આવવામા બાધક કારણુ

ભારે આત્માને ભારનુ ભાન નથી હોતુ પણ એ ઉચે આવી શકતો નથી

૧૩-૧૨-૬૩

## ૧૧૬૯ સ્વશક્તિને મેળવો

શક્તિસમ્પન્ન આત્માના દર્શન વગર સ્વશક્તિનુ ભાન

થવું સહજ નથી. સ્વકાર્યની વિશદ ઓળખાણ કરાવી શકાય પણ બીજા સાથે વિરૂપ સરખામણી કરાવીને નહિ.

૧૩-૧૨-૬૩

## ૧૬૭૦ કર્મના પ્રતિકારમાં પીછેહઠ ન કરતો

કર્મને કાર્યક્ષમ કરવા કે અક્ષમ કરવા એ કર્તવ્ય આત્માનું-જીવનું છે.

૧૩-૧૨-૬૩

## ૧૬૭૧ નિજ માલિકી

ચેતના એ ચેતનની નિજ સંપત્તિ છે.

૧૩-૧૨-૬૩

## ૧૬૭૨ પુદ્ગલભાવથી પર થજે

ભૂલ-ભૂલમાં પણ ચેતનની નિન્દા ન કરતાં.

૧૩-૧૨-૬૩

## ૧૬૭૩ પુદ્ગલતામાં મત રાચો

અવગુણ તરફ નફરત હોય તો તે જેથી ઉત્પન્ન થાય છે તે સંબંધ શા માટે વધારો છો ?

૧૩-૧૨-૬૩

## ૧૬૭૪ અસદ્ભૂતમાં અદ્ભુત ખરે માનતો

વિશ્વમાં સર્વ અદ્ભુતોમાં સર્વ કરતા અધિક-અંતિમ અદ્ભુત હોય તો આત્મા છે. એ અદ્ભુતનું દર્શન થઇ જાય

તો બીજા અદ્દભુતો એ અદ્દભુત સહેજ પણ લાગશે નહિ

૧૩-૧૨-૬૩

## ૧૬૭૪ શિવ ને સંસાર

હું કયા છું ? અને મારે કયા હોવુ જોઇએ ? એ બેનો સાચો ઉત્તર એ શિવ અને એ બન્નેનો મિથ્યા ઉત્તર એ સંસાર

૧૩-૧૨-૬૩

## ૧૬૭૬ જીવનને તપાસો

+ × — એ દુષ્ટતા.

— × — એ નીતિ.

+ × + એ ન્યાય

— × + એ ધર્મ. આ ચારે—

છણાવટથી વિચારવા જેવા છે અને તેમાથી પોતે કયા છે ? છે ત્યા બરાબર છે કે નહિ. તેમાં કાંઈ સુધારવા જેવુ છે કે નહિ એ તપાસવું.

૧૩-૧૨-૬૩

## ૧૬૭૭ વર્તનથી વર્તો

તમારે માટે કોઇ ભલામણ આપે તે કરતા તમારૂં વર્તન જ ભલામણ કરતુ હોય એ ઉત્તમ છે

૧૪-૧૨-૬૩

## ૧૬૭૮ એ હિતમા છે.

ધીમેથી દોરવાઈ જવાની વૃત્તિવાળા જીવો જ્યારે

સ્વાર્થી અને તુચ્છ પ્રકૃતિવાળા જીવોથી દોરવાય છે ત્યારે સ્વ-પરને નુકશાન કરે છે.

દોરવણી લીધા વગર ન ચાલે એવું હોય ત્યારે યોગ્યની દોરવણી લેવી એ હિતમાં છે.

૧૪-૧૨-૬૩

## ૧૬૭૯ એ ઈચ્છનીય નથી.

હર્ષ પણ પ્રમાણસર હોય તોજ પચી શકે છે તેનું પ્રમાણ ભલે ખોરાકની માફક વ્યકિતદીઠ જુદું જુદું હોય. પણ પ્રમાણ બહારનો હર્ષ પણ ભારે પડી જાય છે. હર્ષાતિરેક કયારેક થઈ જાય તો તે માટે તેનું નિવારણ કરી લેવું આવશ્યક છે. નહિં તો તે કાર્ય કુદરત કરશે. કુદરત એ કાર્ય કરે એ ઈચ્છનીય નથી.

૧૪-૧૨-૬૩

## ૧૬૮૦ સચોટ છતાં કઠિન ઉપાય.

શોક થોડો પણ ગમતો નથી. જયારે તે વધુ પડતો થઇ જાય છે ત્યારે પોતાને અને પોતાની સાથે જોડાયેલા બીજાઓને પણ ખિન્ન કરે છે. શોકનું નિવારણ કરવાની કળા સહેલી નથી. તેના અનેક ઉપાયોમાં બનેલા બનાવને બીજાને આરોપી બનાવવા એ એક સરલ ઉપાય છે. અને તત્ત્વજ્ઞાન એ સચોટ અને કઠિન ઉપાય છે.

૧૪-૧૨-૬૩

## ૧૬૮૧ આત્મા ને સંસાર વચ્ચે લક્ષ્યભેદનો તફાવત

તમારી પ્રવૃત્તિ માત્રનું ધ્યેય શું છે ? એ સ્પષ્ટ વિચારો. આત્મલક્ષી પ્રવૃત્તિ વધતી હશે તો ધીરે ધીરે શુભ અને

શુદ્ધ પ્રવૃત્તિ વધતી જશે અરે ખરેખર કહીએ તો તમે ગમે તે કરતા હશો તો પણ તે શુદ્ધ અને શુભ બની જશે સામે જો મ સારલક્ષી પ્રવૃત્તિ હશે તો શુભ હશે તો પણ તે અશુભ થઇ જશે અને તમને અશુભ પ્રવૃત્તિ પ્રત્યે ખેચી જશે

૨૦-૧૨-૬૩

## ૧૯૮૨ પવિત્રતામા વૈષમ્ય

ગગામા ગટર ભળે તેમા ગેરલાભ કોને થાય? એ વિચારવા જેવુ છે સામાન્ય રીતે કહેવાય કે ગટર પવિત્ર થઈ જાય અને ગગાને તો કાઇ નુકશાન ન થાય પણ હકીકતમા એવુ જ્યારે ઘણુ બને છે ત્યારે ગગા એ ગગા રહેતી નથી ને એ પોતે ગટર બની જાય છે આવુ કેટલીક વખત ધર્મતત્રમા બને છે એટલે એ અગે ચીવટ રાખવાની જરૂર છે

૨૧-૧૨-૧૯૬૩

## ૧૯૮૩ ધર્મ ને સંસારમા ફેર શુ?

વિશ્વાસ વગરનો ધર્મ અને વિશ્વાસવાળો સસાર બન્ને બરાબર છે

૨૫-૧૨-૬૩

## ૧૯૮૪ વૃત્તિનુ નિરીક્ષણ જરૂરી

રસવૃત્તિ કઈ તરફ હોવી જોઇએ અને કઇ તરફ છે, એનુ નિરીક્ષણ કરનાર ત્વરિત આગળ વધે છે

૨૫-૧૨-૬૩

## ૧૯૮૫ સ્વપ્નેય કરતાં નહિ.

ધર્મ ન કરો તો કાઇ નહિં પણ તેની અવગણના સ્વપ્ને પણ કરતાં નહિં ૨૫-૧૨-૬૩

### ૧૯૮૬ કર્તવ્ય વધુ ત્યાં વિરોધ અલ્પ

દરેક માણસ પોતાનું કર્તવ્ય સમજે તો વિશ્વમાં વિરોધને શોધવો મુશ્કેલ પડે.

૧૫-૨-૬૪

### ૧૯૮૭ શબ્દ સંપત્તિ

તમારી પાસે શબ્દ સંપત્તિ ઘણી હોય તે કામનું નથી પણ તમારી શબ્દસંપત્તિ સત્વપૂર્ણ હોય તે કામનું છે.

૩-૩-૬૪

### ૧૯૮૮ શબ્દનું બળાબળ

એક શબ્દ સાથે બીજો શબ્દ તેને મળતો જોડાય છે ત્યારે તેનું બળ વધે છે. પણ જ્યારે એક શબ્દની પાછળ બીજો શબ્દ તેને મેળ ખાતો નથી ત્યારે તે અનર્થ કરે છે. આ હકીકત વક્તાઓને અને કવિઓને ખાસ લક્ષ્યમાં રાખવા જેવી છે.

૩-૩-૬૪

### ૧૯૮૯ મૌન શ્રેષ્ઠ છે.

શબ્દ કરતા મૌનની તાકાત કંઇ ગુણી છે. જો ઉપયોગ કરતા આવડે તો.

૩-૩-૬૪

### ૧૯૯૦ એમાં ઉતાવળ ન કરશો.

કોઈના પણ કાર્યને અંગે ઉતાવળે અભિપ્રાય આપનાર પોતાનું મૂલ્ય ઓછું કરે છે.

### ૧૯૯૧ વાસ્તવિકતા ને વ્યવહાર

વાસ્તવિકતા અને વ્યવહારમાં એક અન્તર એ પણ છે કે-

વ્યવહાર વસ્તુના મૂલ્યને આધારે તેનુ વૈશિષ્ટ્ય વિચારે છે જ્યારે વાસ્તવિકતા તેના ઉપયોગને આધારે

૩-૩-૬૪

## ૧૬૯૨ એ વિશેષ હિતકારી છે.

તમારી કાવ્યસરણિ વર્ષાનદી સમાણી છે કે મહાનદી સમાણી એ તમે તમારી જાતે વિચારી લો તે વિશેષ હિતકર છે,

૩-૩-૬૪

## ૧૬૯૨ છત્રછાયાની અપૂર્વતા.

યૌવનની આંધી ચડે છે, ત્યારે વડિલોની છત્રછાયા એને અપૂર્વ રક્ષા કરે છે તે જેને નથી તેની દશા કેવી કપરી થાય છે, તે પ્રત્યક્ષ છે માટે જેને તે છાયા છે તેને પોતાનુ સદ્ભાગ્ય સમજીને તેનો આદર કરવો પણ તેથી દૂર થવા સ્વપ્ને પણ વિચાર કરવો નહિ

૩-૩-૬૪

## ૧૬૯૪ બુદ્ધિ ઠેકાણે રાખશો.

છતી આંખે આંધળા શો માટે બનો છો ?

૩-૩-૬૪

## ૧૬૯૫ જ્ઞાનીને અવગણશો મા

જો તમારે કોઈનુ પણ કહેવુ ન માનવુ હોય તો તમારૂ કહેવુ કોઇ માને એવો આગ્રહ છોડી દેજો

બાકી જે કોઇ પણ જ્ઞાનીનુ કહેવુ નથી માનતો તેને ડગલે ને પગલે અજ્ઞાનીનુ કહેવુ માનવુ પડે છે તે કોઈપણ વાતમા સ્વતન્ત્ર બની શકતો નથી એ હકીકત છે

૩-૩-૬૪

## ૧૬૯૬ શાન અને ઈન્સાનનો શ્લેષ.

જેને 'સાન' નથી તે 'ઇન્સાન' નથી. ઇન્સાનનો અર્થ શબ્દશાસ્ત્રની એક વિલક્ષણ રીતે કરીએ તો 'સાનમાં' એવો સમજાવી શકાય.

૩-૩-૬૪

## ૧૬૯૭ કદિ કદાગ્રહ તો સેવશો નહીં જ

અમારી ભાષા તમે ન સમજો તો કાંઇ નહિ-પણ તમારી ભાષા અમને સમજાવવાનો આગ્રહ શા માટે રાખો છો. ?

૩-૩-૬૪

## ૧૬૯૮ ચિરંજીવ ને યશસ્વી ભાગ્યવંત કોણ ?

પુષ્પંસમી પ્રજા પાસેથી મધુકરની રીતિએ શ્રી પરાગ પ્રાપ્ત કરનાર નરપતિ ચિરંજીવ બને છે ને યશસ્વી પણ.

૩-૩-૬૪

## ૧૬૯૯ સમમાં વિષમતા કેવી.

આવળે આવળને પૂછ્યું 'આપણા બેમાં કોણ ચડે ?'

૩-૩-૬૪

## ૧૭૦૦ એવા સંબંધથી દૂર રહેજો

જ્ઞાન અને માનને મીઠો સંબંધ છે. જ્યારે અજ્ઞાનને અભિમાન સાથે અતિ ગાઢ અને અન્યને અકારો થઇ પડે એવો સંબંધ છે.

૩-૩-૬૪

૧૭૦૧ પાવક ને દાહક

તપસ્વી-યોગીનો ક્રોધ પાવક છે જ્યારે ભોગી સંસારીનો ક્રોધ દાહક છે

૩-૩-૬૪

૧૭૦૨ દોષ છોડાવવા બીજા દોષનો આશ્રય ન લેશો

તમે પૂર્ણ ન થાવ ત્યા સુધી કોઇ ને કોઇ દોષ તમને સતાવ્યા કરવાનોજ એની સતામણી દૂર કરવા તમે બીજા દોષને શરણે જાવ છો એ બંધ કરો એ જ શિવમાર્ગ છે.

૪-૩-૬૪

૧૭૦૩ રાગ દ્વેષ

રાગની રંગભૂમિપર દ્વેષનુ નૃત્ય ખીલતું હોય છે

૧૮-૩-૬૪

૧૭૦૪ ભગવંત પાસે માગણી

દેવો ને દાનવેન્દ્રો ચરણકમલમા શીષ નામે પ્રણામે,
જેની વાણી સુણીને ભવિજન ભવથી પાર પામે વિરામે;
જેના જ્ઞાને પ્રકાશે, ત્રિભુવન ભવન દીપતું દિવ્ય-જ્યોત,
અર્હન્ તે વીર સ્વામી, પરમપદરમા આપજો આપ પોતે.

૧૭૦૫ તો ડોકાય પણ નહિં.

દ્વેષ એવો સ્વમાની છે કે રાગ તેનુ સ્વાગત ન કરે તો ડોકાય પણ નહિં ૧૮-૩-૬૪

૧૭૦૬ સત્ત્વ ને સ્વાર્થનો સમન્વય

સત્ત્વ અને સ્વાર્થને મેળ ખવરાવતા આવડે તેના ચરણે મહત્તા આળોટે

૧૮-૩

સત્ત્વને હડસેલીને સ્વાર્થને આગળ કરનારા વિશ્વમાં ડગલે અને પગલે પારાવાર છે, સત્વ સાચવીને સ્વાર્થ સાધનારા પણ ઘણાં છે. પણ સત્વની દોરવણી પ્રમાણે સ્વાર્થ સમજનારા વિરલ છે. ૧૮–૩–૬૪

प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितंधनम् ,
तृतीये नार्जितो धर्मश्चतुर्थे किं करिष्यति ।

૧૯–૩–૬૪

## ૧૭૦૭ વિચારવા જેવું છે.

મોટી ભૂલ–કે–જે નાના માણસ સામાન્ય સમજથી પણ સમજી શકે એવી હોય છે. તે મોટા કેમ નથી સમજતા ? એ ગંભીરપણે વિચારવા જેવું છે.

૪–૪–૬૪

## ૧૭૦૮ કરવાનું યોગ્ય સમયે ન કરનાર મુંઝાય છે.

ક્યારે શું થશે ? તેની વિચારણા તેને થાય છે કે જેણે કરવાના યોગ્ય સમયે કરવા યોગ્ય ર્ક્યું નથી.

૬–૪–૬૪

## ૧૭૦૯ ભારે પડી જાય છે.

ભ્રમણા ઘણી વખત ભલભલાને ભારે પડી જાય છે.

૭–૪–૬૪

## ૧૭૦૧૦ યોગક્ષેમની અનિવાર્યતા

સારા ભાવોનો યોગક્ષેમ વાતો કરવાથી નથી થતો. તેને માટે કરણીય ઘણું કરવું જરૂરી છે. એટલુંજ નહિં પણ અનિવાર્ય છે. ૧૦–૪–૬૪

### ૧૭૧૧ વિવેક કેળવો

વિશ્વમા અત્યાઘાતી માનસવાળા આવેશી હોય છે તેમ નામા સમજણ શકિત પૂરતી હોતી નથી તેઓ સમજશકિત ધરાવનારાને અનુસરવુ જોઇએ એટલુ પણ સમજતા નથી

૧૯-૪-૬૪

### ૧૭૧૨ અયોગ્યથી ગેરલાભ કે લાભ.

અયોગ્ય જીવોના હાથમાં સોપાયેલી કેટલીક સત્તાઓ વ્યવસ્થાને બદલે ગેરવ્યવસ્થાને વધારે છે

૧૯-૪-૬૪

### ૧૭૧૩ અનર્થથી બચવુ વધુ શ્રેષ્ઠ છે.

અનુચિતને દૂર કરવા માટે માર્ગ તો ઉચિત જ લેવો જોઇએ, અન્યથા દ્વિગુણ અનુચિત અધિક અનર્થને જન્મ આપે એ નિર્વિવાદ છે

૩૦-૪-૬૪

### ૧૭૧૪ યોગ્યને યોગ્ય ક્ષેત્ર વિશેષ જરૂરી છે.

યોગ્ય જીવને તેને યોગ્ય ક્ષેત્ર જરૂર મળી રહે છે. કદાચ તેમા થોડો સમય લાગે પણ મલી રહે છે એ નિર્વિવાદ છે આ સ્થિતિમા તેના પ્રત્યે પક્ષપાત ધરાવનારાઓએ જો તે યોગ્ય વ્યક્તિને પોતાના ક્ષેત્રમા રોકી રાખવાની ઇચ્છા હોય તો પોતાના ક્ષેત્રને તે વ્યક્તિને યોગ્ય બનાવવા માટે સબળ પ્રયત્ન કરવા જરૂરી છે બાકી ઇચ્છા ઇચ્છા માત્ર જ રહે છે

### ૧૭૧૫

રાગથી ભરપૂર વિશ્વમા રાગના નવનવા દૃશ્યો દેખાય

એ દુર્લભ નથી સહજ છે. તેમાં વૈરાગ્યના દર્શન થવા દુર્લભ ને દુષ્કર છે. એવા ક્વચિત્ થતા દૃશ્યોને ઝાંખા પાડવા જેવું દુષ્કૃત્ય અન્ય નથી એ સુજ્ઞ જીવોએ સતત લક્ષ્યમાં રાખવા જેવું છે.

૧૭૧૬

વિમલતા, પ્રકાશ અને ગાંભીર્ય એ ત્રણ ગુણો વિશ્વમાં વિશિષ્ટતા આપવા માટે અને આગળ વધતા વિશ્વથી પર એવા પરમસ્થનને પ્રાપ્ત કરાવવા માટે પૂરતા છે.

૩૦-૪-૬૪

૧૭૧૭

કેવળ વિમળતા ક્ષયની સહચરી છે. ચન્દ્ર વિમળતામાં અજોડ છે છતાં પણ તે ક્ષય પામે છે. નિયમિત રહેતો નથી–કેવળ એ વિશ્વતંત્રનો વાહક બની શકતો નથી.

૧૭૧૮

આ પૂર્વદિશામાં પ્રકાશ પાથરતો પ્રભાકર પ્રગટ્યો, અધિકારનો અંત આવ્યો. વિશ્વનું સૌન્દર્ય દીપી ઉઠ્યું છતાં એ આદિત્ય એકલો કેમ છે? તેનો પરિવાર ક્યાં? તેની સામે કેમ કોઇ મીટ માંડી શકતું નથી. અરે! એનામાં કેવળ પ્રતાપ જ છે અન્ય ઘણી ઉણપો છે. વિશ્વને પ્રકાશની જરૂર છે પણ કેવળ પ્રકાશની જરૂર નથી. પ્રકાશની પૂરક બીજી બે ચીજો હોય ત્યારેજ તે સુસ્થિર અને સુચારુ બને છે.

૩૦-૪-૬૪

૧૭૧૯

આ ખારાશ, આ ખળભળાટ શા માટે છે? એનો અર્થ

શો ? સારૂ–નરસુ સર્વ પોતામા સમાવી લેનાર–આ સરિતા પતિ શા કારણે નીચે પડી ગયો છે એ ગભીર છે રત્નાકર છે પણ તે ઓજસ્વી નથી, વિમલ નથી, ઓજસ્વી અને વિમલ–ઉર્ધ્વ રહે છે કેવળ ગભીર અધ, રહે છે ગભીરતા સારી હોવા છતા–તે કેવળ આગળ વધારી શકતી નથી તે એકલી પડી જાય તો વિશિષ્ટ પરિણામ પ્રાપ્ત કરાવી શકાય નહિ–

વિમળતા અને પ્રકાશના અગભૂત એ બને તો પૂર્ણ સ્થિતિને પ્રાપ્ત કરાવે

૩૦–૪–૬૪

૧૭૨૦

તમારી બે આખો અનેક પદાર્થોને જોવે છે તે આખો-દ્વારા પડતા પ્રતિબિબો બધા એક સરખા નથી હોતા કેટલાક સારા પ્રતિબિબો હોય છે તો કેટલાક નઠારા પણ હોય છે કેટલાક સાધારણ–ચાલુ હોય છે તેમાના કોઇ કોઇ પ્રતિબિબો ચિરસ્થાયી બની જાય છે તો કોઇને ભૂસાતા વાર લાગતી નથી બીજી બાજુ–તમને અનેક આખો જોઈ રહી છે તે સર્વમા તમારૂ પ્રતિબિબ કેવુ પડતુ હશે! કેવુ પડવુ જોઇએ તેનો પણ તમારે થોડો થોડો વિચાર કરવો જરૂરી છે

૩૦–૪–૬૪

૧૭૨૧

કર્ણ–સકર્ણ, દ્વિકર્ણ–વિકર્ણ આ સર્વ શબ્દો જુદાજુદા અર્થો સમજાવે છે એ અર્થોનો સમ્બન્ધ, કર્ણ–કાન સાથે છે કાનને કાળજી પૂર્વક સભાળનાર સારા અર્થને પ્રાપ્ત કરે છે. અને નહિ સભાળનાર–વિરૂપ અર્થને

૨–૫–૬૪

૧૭૨૨

ઉચિતકાર્ય ઉચિત રીતે થાય એ ઉચિત છે, બાકી રીત સમજ્યા વગર આશયશુદ્ધિ આગળ કરવાથી કાંઇ વળતું નથી. ભલભલાં એમાં પાછા પડયા છે.

૨-૫-૬૪

૧૭૨૩

સારા બીજકોનું વાવેતર કર્યા (થયા) પછી જવાબદારી વધી જાય છે. એવું ભાન જીવને સતત રહેવું જોઇએ. નહિં તો બી-અફળ જાય એટલુંજ નહિ પણ ફરી એવું બનવું પણ દુર્લભ થઇ પડે.

૩-૫-૬૪

૧૭૨૪

પોતાના અધિકારના બહારની વાતમાં આગળ વધતા જીવો ધિક્કાર અને તિરસ્કારને પાત્ર થાય છે. એવું બીજાને સમજાવનાર પોતે કેમ નથી સમજતા એ વિચિત્ર છે.

૩-૫-૬૪

૧૭૨૫

કોઈપણ પદાર્થનું શુદ્ધિકરણ કરવાનું હોય ત્યારે શુદ્ધિકરણ કરવાનું સામર્થ્ય કેટલું છે તે તપાસીને પ્રયત્ન કરવો. નહિં તો મહેનત માથે પડે છે. અને મલિનતા વધતી જાય છે.

૬-૫-૬૪

૧૭૨૬

જે જીવ ઉત્સર્ગ અને અપવાદને સમજ્યા વગર વાત કરે છે તે કેવળ અપવાદનો ભોગ બને છે. પછી તે ગમે તેવો હોય અને ગમે તે ક્ષેત્રમાં કાર્ય કરતો હોય.

૬-૫-૬૪

૧૭૨૭

મૂર્ખ જીવોની ભાષા જુદા જુદા પ્રકારની હોય છે તે જીવોની ભાષા સુજ્ઞોને શીખવી ભારે થઇ પડે એવું છે, એ સ્થિતિમા તે જીવોને સમજાવવાનુ કાર્ય મૂર્ખને સરલ થઇ પડે છે ને સુજ્ઞને માથાકુટ વધી પડે છે

૬-૫-૬૪

૧૭૨૮

એ લાલીમા બાહ્ય છે એ ચિરસમય નહિ રહે-તેનો સદુપયોગ કરવો કે દુરુપયોગ એ દરેકના પોતાના હાથની વાત છે

૧૭૨૯

કેટલાક જડ જીવો ગેરસમજુતિ દૂર કરવા માટે, એવા પ્રયત્નો કરતા હોય છે કે જેથી ગેરસમજુતિ ઘણીજ વધી જતી હોય છે-જેમ ણિનઆવડતવાળો ગુંચા સુતરની આટી ઉકેલ્યા કરતો હોય છે

૬-૫-૬૪

૧૭૩૦

જ્યાં માથુ મારવા જેવુ છે ત્યા નથી મારતા ને નથી મારવા જેવુ ત્યા શા માટે મારો છો ?

૬-૫-૬૪

૧૭૩૧

તમારૂ માથુ બીજા ખાઈ જાય એવી પરિસ્થિતિ ઉભી કરો છો ને પછી એ માટે બૂમ શા માટે પાડો છો

૬-૫-૬૪

૧૭૩૨

તમે બીજાને કહેવા નીકળ્યા છો પણ તમને કોઇ કહેનાર છે કે નહિં તેનો વિચાર શાન્ત ચિત્તે કરજો. એટલે ઘણું ઘણું તમને સમજાશે.

૬–૫–૬૪

૧૭૩૩

જે પુસ્તકની ભાષા તમને આવડતી નથી. જેના અર્થો તમને સમજાતા નથી તે પુસ્તકનું શોધન (Proof Reading) કરવા તમે તૈયાર થયા છો. તમારૂં તો જે થવાનું હશે તે થશે પણ પુસ્તકનું શું !

૮–૫–૬૪

૧૭૩૪

જે વાત તમને આજે નથી સમજાતી તે તમને કાલે સમજાશે. પણ જો તમે સમજવા તૈયાર નહિં હો તો કદી પણ નહિં સમજાય. પછીથી તમે સમજવા તૈયાર થશો–ત્યારે ઘણું મોડું થઇ ગયું હશે. એટલે એવું ન બને તે માટે પુરો વિચાર કરીને પગલું ભરજો.

૮–૫–૬૪

૧૭૩૫

તમારૂં પોતાનું કલ્યાણ ઇચ્છતા હો તો તમે તમારૂં સંભાળો.

૧૦–૫–૬૪

૧૭૩૬

લક્ષ્ય શુદ્ધ કેળવો.

૧૦–૫–૬૪

૧૭૩૭

ગુન્હો કરી તેની શિક્ષાથી બચવા માટે ફાફા મારવા એ બાલીશતા છે

૧૦-૫-૬૪

૧૭૩૮

કોઇ પણ વસ્તુ બગડતી હોય તેને અનેક ગણી બગાડવી હોય તો જ તે સુધારવા માટે કષાયોને સોંપજો

૮-૬-૬૪

૧૭૩૯

મૂર્ખતાનુ એક વિશિષ્ટ લક્ષણ એ છે કે તે પોતે પણ પોતાની વાત સમજી શકતો નથી

૮-૬-૬૪

૧૭૪૦

ભવ્યતાને ઓળખાવવી પડતી નથી

૮-૬-૬૪

૧૭૪૧

વિશ્વમા જુદા જુદા અનેક પ્રસગો બને છે દરેક પ્રસગ દરેકને એક સરખો ગમતો નથી તેમ એક સરખો અણગમતો પણ નથી બન્ને પ્રકારની તરતમતા દેખાય છે એ સ્થિતિમા પોતાને ગમે એવુ જ થવુ જોઇએ એ કેમ બને ? સાપેક્ષભાવે રુચિ કેળવવી અને માધ્યસ્થ્યભાવ તરફ આગળ વધવુ.

૨૭-૬-૬૪

૧૭૪૨

આજ તમારા હાથમા છે ને કાલ નથી માટે જે કરવુ

હોય તે-સુન્દર અને સુન્દર કરી લેવું. શુભકાર્ય કરનાર આવતી કાલને પણ પોતાના હાથમાં લઇ શકે છે.

૩-૬-૬૪

૧૭૪૩

જીભને નહિ જાળવે તો તેને બહાર નીકળી જતાં વાર નહિં લાગે.

૩-૭-૬૪

૧૭૪૪

તમે સ્વાર્થ હોય છે ત્યારે બીજાને વિશ્વાસ પમાડી શકો છો. ને બીજાને વિશ્વાસમાં લઇ શકો છો. પણ વિશ્વાસ તમારા ઉપર વિશ્વાસ રાખતો નથી એ હકીકત છે.

૩-૭-૬૪

૧૭૪૫

તમારા શ્વાસની પૂર્વે 'વિ'-વિશિષ્ટ છે કે વિરૂદ્ધ એ ખબર પડે તો જ વિશ્વાસ-ને આગળ વધવાની ખબર પડે.

૩-૭-૬૪

૧૭૪૬

અરિહંત પરમાત્માનો શ્વાસ સુગંધી હોય છે. તે હકીકત છે. પણ વિશેષતા તો એ છે કે તેમના શ્વાસમાં પણ વાસનાની વાસ નથી ને તેથી સુગંધી હોય તેમાં નવાઇ શું!

૩-૭-૬૪

૧૭૪૭

એ પરમાત્માનો શ્વાસ વિશ્વને આશ્વાસ છે. ત્યાં કોઇ નિઃશ્વાસ નાંખતું નથી-ને વિશ્વાસ રાખે છે.

૩-૭-૬૪

૧૭૪૮

ચેતનના અણુઅણુમા (પ્રત્યેક પ્રદેશમા) જાગૃતિ આવે તો કર્મનુ ગજુ નથી કે તે ક્ષણવાર પણ ટકી શકે.

૨૭-૭-૬૪

૧૭૪૯

અન્ય પ્રત્યે કટુ આચરણ થઈ ગયુ હોય તો તે માટે ક્ષમા માગવી દુષ્કર નથી પણ પોતાની પ્રત્યે કટુ આચરણ કરી ગયેલ અન્યને ક્ષમા આપવી દુષ્કર છે ક્ષમાના દાન અને આ દાનમા આ દાન દુષ્કર છે

૨૭-૭-૬૨

૧૭૫૦

કાર્યની કઠિનતા અને સરલતાનો આધાર આવડત ઉપર છે

૨૪-૭-૬૪

૧૭૫૧

એમા મારે શુ ?-એવુ બોલનાર જો વ્યવહારથી પર નથી થતો તો તેને તે વચન ભારે થઇ પડે એવુ છે

૨૭-૭-૬૪

૧૭૫૨

નિરપેક્ષ જીવન કા તો નાશ પામે છે ને કા તો અમર થઇ જાય છે

૨૪-૭-૬૪

૧૭૫૩

આકર્ષણ કરે છે-ગુણ, અને તિરસ્કાર કરે છે-દોષ

વિશ્વમાં કોઇના પણ પ્રત્યે જેટલે અંશે આકર્ષણ થાય છે કે તિરસ્કાર થાય છે. તેમાં ગુણ અને દોષ કારણભૂત છે એ સ્પષ્ટ સમજાય એવું છે. કોઇ કોઇ વખત એકની પ્રબળતા બીજાને દબાવી દેતી હોય એવું જોવામાં આવે છે પણ બન્નેનું વ્યક્તિત્વ તો છે જ.

૨૭-૭-૬૪

૧૭૫૪

નવરસ અને છ રસ છેજ પણ સર્વશ્રેષ્ઠ ને દરેકને ગમતો નૂકશાન કરનાર છે એવું સમજદાર સમજવા છતાં કુપથ્યની જેમ દુસ્ત્યજ એવો રસ છે નિન્દારસ.

૨૮-૭-૬૪

૧૭૫૫

વિવેકની શિખામણ આપવામાં જો વિવેકની જાળવણી ન રાખવામાં આવે તો પરિણામ ઉલટું આવે છે.

૩-૮-૬૪

૧૭૫૬

જ્ઞાનીના અને અનુભવીઓના વચનમાં અજ્ઞાની અને બિનઅનુભવી જ્યારે પોતાના ઘરની ઘાલમેલ કરે છે, ત્યારે ઘણી વખતે અર્થનો અનર્થ થઇ જાય છે એ હકીકત અનુભવે સ્પષ્ટ સમજાય એવી છે.

૩-૮-૬૪

૧૭૫૭

તમારી મતિ વિશાળ હશે તો તમે મતિમાન-બુદ્ધિમાન કહેવાશો પણ જો તે વિમલ નહિં હોય તો સજ્જન કહેવાશો નહિં. સજ્જન ગણાવવામાં મતિની વિશાળતા કરતા વિમળતાની વિશેષ જરૂર છે.

૩-૮-૬૪

૧૭૫૮

ઉત્સર્ગના દુરાગ્રહીઓ અપવાદ વધે છે તો પણ અપવાદને અપનાવતા નથી એ એક જડતા છે

૩-૮-૬૪

૧૭૫૯

ચૌદ રાજલોક સ્વરૂપ સંપૂર્ણ વિશ્વમાં શુભતત્ત્વ વિશેષ છે કે અશુભ તત્ત્વ ? આ વિચારણા સાપેક્ષભાવે કરવાની છે અવ્યક્ત ચૈતન્યની અપેક્ષાએ વિચારવામાં આવે તો અશુભ તત્ત્વ વિશેષ છે શુભ તત્ત્વ કરતા અનન્તગણુ છે. પૂર્ણ ચૈતન્યની અપેક્ષા-વ્યકત ચૈતન્ય કરતા અનન્તગણું શુભ છે. મધ્યમ કક્ષામાં વિચારીએ તો શુભ અલ્પ છે અલ્પમાં સ્થાન પ્રાપ્ત કરવા માટે અને પૂર્ણતામાં પહોચવા માટે પ્રબલ પુરુષાર્થની આવશ્યકતા છે

૧૧-૮-૬૪

૧૭૬૦

તમે કોઇને પ્રભાવિત કરવા માગતા હો તો તમે કોઇથી પ્રભાવિત થતા શિખો

૧૮-૮-૬૪

૧૭૬૧

જે વસ્તુ જે રીતે થતી હોય તે કરતા જુદી રીતે કરવા માટે યત્ન કાં તો યોગી કરે છે અથવા-મૂર્ખ યોગી કરી બતાવે છે ને મૂર્ખ બગાડી બતાવે છે.

૮-૧૦-૬૪

૧૭૬૨

જ્ઞાન પણ પોતાના સ્વામીને ઓળખીને શાન્ત થઈ

જાય છે. જો માણસ એ પ્રમાણે ન કરી શકતો હોય તો તે તેના કરતા પણ નપાવટ છે.

૮-૧૦-૬૪

૧૭૬૩

પ્રભુ અને પ્રકૃતિ વચ્ચે સુમેળ-એ સુશાસન, એકપાક્ષિક મેળ એ શાસન. અને ઉભયપાક્ષિક મેળનો અભાવ એ કુશાસન.

૮-૧૦-૬૪

૧૭૬૪

પ્રારંભિત સમયમાં સાવધ રહેવાથી પ્રાન્તે નીરાંત મળે છે.

૮-૧૦-૬૪

૧૭૬૫

ઘણો ઘોંઘાટ અશક્તિની નીશાની છે.

૮-૧૦-૬૪

૧૭૬૬

સર્જનમાં બેદરકારી ખૂબ જોવામાં આવે છે. તેથી વિશ્વમાં કોલાહલ અને અશાંતિ ખૂબ વધ્યા છે.

૮-૧૦-૬૪

૧૭૬૭

શિક્ષા વિનાનું શિક્ષણ નિષ્પ્રાણ છે.

૮-૧૦-૬૪

૧૭૬૮

કોઈ પણ ઉછેરમાં વધુ પડતી કાળજી અને બેકાળજી બન્ને બરાબર છે.

૮-૧૦-૬૪

૧૭૬૯

શુદ્ધ આત્મા પ્રત્યે પ્રીતિ કેળવવાથી પરમપદના પથમા ગતિ વધે છે

૧૭૭૦

પોતાના આત્માનુ સ્વાભાવિક ગૌરવ વધે એ માટે પૂરૂ ધ્યાન આપવુ

૬-૧૧-૬૪

૧૭૭૧

મન, વચન અને કાયાની એકવાક્યતા જન્મે એ માટે વિશુદ્ધકાર્યોનો પરિચય વધારવો જરૂરી છે એ જ એ અ ગેનો પરમ ઉપાય છે ૬-૧૧-૬૪

૧૭૭૨

સમજવુ હોય તો સમજો અને ન સમજવુ હોય તો તમારી મરજી—બાકી તમે જ તમારા શત્રુ છો અને મિત્ર પણ

૬-૧૧-૬૪

૧૭૭૩

શ્રેયસ્કાર્યોની એ મહત્તા છે કે તેમા મન-વચન ને કાયા બીજા કાર્યો કરતા સારો સ ગ રાખે છે

૬-૧૧-૬૪

૧૭૭૪

નિ સ્પૃહ આત્માઓ બદલો કરતા નથી.

૬-૧૧-૬૪

૧૭૭૫

વિવેકી આત્માઓ ઉપકાર ભૂલતા નથી

૬-૬૧-૬૪

૧૭૭૬

સ્વાર્થી આત્માઓ ઉપકાર સમજતા નથી.

૬-૧૧-૬૪

૧૭૭૭

ટુંકી દૃષ્ટિ અને લાંબી દૃષ્ટિ-બન્નેનું દર્શન પરસ્પર મેળ ખાતું નથી. બન્નેથી પર થયેલો એક-બીજાનો સમન્વય સાધી શકે.

૬-૧૧-૬૪

૧૭૭૮

પાપ પુણ્યરૂપે પરિવર્તન પામી શકે છે અને પુણ્ય પાપ રૂપે પરિવર્તન પામી શકે છે. તેમાં પ્રથમ કાર્ય દુષ્કર છે અને બીજું સુકર છે.

૨૩-૧૧-૬૪

૧૭૭૯

સારી નિષ્ઠાપૂર્વક કરેલાં કાર્યના પરિણામ સારા આવે છે.

૨૩-૧૫-૬૪

૧૭૮૦

પરીક્ષા લાંબી લાગે છે પણ લાંબી હોતી નથી. માટે પરીક્ષા ચાલતી હોય ત્યારે ખૂબ સાવધ રહેવું જરૂરી છે. પરીક્ષા પ્રત્યેક કાર્યની હોય છે.

૨૩-૧૧-૬૪

૧૭૮૧

તમે તમને રુચે એ કરો તેમાં અમને કે બીજાં કોઈને કાંઈ વાંધો નથી ફક્ત વાંધો એટલો જ છે કે તમે ને અમે સંકળાએલાં છીએ. તેમાં તમને જે રુચે છે તે અમને એટલા

માટે નથી રુચતુ કે તે અમારે માટે દુ ખદ છે એટલે તમે તમને રુચે એવુ ભલે કરો પણુ તે બીજાને હાનિકારક ન હોય ખરેખર હાનિકર ન હોય–એટલુ વિચારીને કરો–તો તેથી–તમને અને અમને સારુ થશે

૨૪–૧૧–૬૪

૧૭૮૨ રોગીનુ નિદાન

કુપથ્ય રુચતુ હોય તો જરૂર માનજો કે તમે રોગી છો

૨૪–૧૧–૧૯૬૬

૧૭૮૩

સત્ય પણુ સાપેક્ષ છે એટલે તેને નિરપેક્ષપણે પકડી રાખનાર–અસત્ય જેટલુ જ કે તેથી અધિક નુકશાન મેળવે છે

૨૫–૧૧–૬૪

૧૭૮૪

દૃઢતા અને દુરાગ્રહને એક માનવાની ભૂલ સ્વપ્ને પણુ કરવા જેવી નથી

૨૫–૧૧–૬૪

૧૭૮૫

ઢીલી પ્રકૃતિવાળો મોટે ભાગે હાનિ કરે છે એજ પ્રમાણે પકડને પકડી રાખનાર પણુ

૨૮–૧૧–૬૪

૧૭૮૬

–હુ–એ એવો મૂળભૂત શબ્દ છે કે 'સ્વીકાર' ના અર્થમાટે ગમે તે ભાષાવાળો તે બોલે છે અને અન્ય બોલે તો તે સમજી શકે છે

૨૮–૧૧–૬૪

૧૭૮૭

'अहं' ને દૂર કરવા માટે પ્રાથમિક અવસ્થામાં તેને યોગ્ય રીતે કેળવવાની ખાસ જરૂર છે.

૨૮-૧૧-૬૪

૧૭૮૮

अहं કરતા 'मम' મોટે ભાગે બળવાન જોવામાં આવે છે.

૨૮-૧૧-૬૪

૧૭૮૯

દ્વેષથી થતું દહન સ્વ-પરનો ધ્વંસ કરે છે.

૨૮-૧૧-૬૪

૧૭૯૦

અપેક્ષા વગરની વિશાળતામાં સ્વતત્વની હાનિ થાય છે.

૨૮-૧૧-૬૪

૧૭૯૧

સ્વરક્ષા અને સંકુચિતતામાં ઘણું અંતર છે.

૨૮-૧૧-૬૪

૧૭૯૨

'अथ' એ સંસ્કૃતમાં વપરાતું અવ્યય છે. તેનો અર્થ 'હવે' એ પ્રમાણે થાય છે એટલે 'अथ'ની સાથે આગળ કાંઇક તો આવેજ. 'હવે' શું? હવે શું? એ પ્રમાણે ચાલ્યા જ કરે છે. પણ 'નાથ' મળ્યા પછી 'अथ'નું અસ્તિત્વ ટળી જાય છે. પછીથી 'હવે શું' રહેતું નથી જે મળ્યા પછી 'હવે શું' એ પ્રશ્ન ન રહે તેજ 'નાથ' છે. એવા 'નાથ' જેને નથી તે 'અનાથ' છે.

૨૮-૧૧-૬૪

૧૭૯૩

વિશ્વનુ વિશાળ દર્શન એટલુ અદ્ભુત છે કે તેમા બનતા બીજા અનેક અદ્ભુતો વામન લાગે છે

૨૮-૧૧-૬૪

૧૭૯૪

કરવા યોગ્ય કાઇક કરીને વિશેષ ન કર્યાનો વિચાર હિતકર છે પણ કાઇક કર્યાનો સતોષ હિતકર નથી

૭-૩-૬૫

૧૭૯૫

પૂર્ણતાની પ્રાપ્તિ થયા વગર હવે કાઇ કરવાનુ બાકી નથી એવી માન્યતા અજ્ઞાન ભરેલી છે છેવટની ઘડી સુધી થવુ જોઈએ કે કરવાનુ ઘણુ રહી ગયુ છે

૧૦-૩-૬૫

૧૭૯૬

જ્યારે જીવને પોતાનુ 'અભિમત' વાસ્તવ દૃષ્ટિથી સમજાઇ જશે ત્યારે તેનુ વર્ણન કોઈ જુદાજ પ્રકારનુ બની જશે એ નિસશય છે

૧૦-૩-૬૫

૧૭૯૭

દરેકના 'અભિમત' જુદા જુદા હોય છે એ સહજ છે, પણ તેમાં અભિમતત્વ છે કે અનભિમતત્વ એ તો જ્ઞાનીની દૃષ્ટિએ વિચારવાનુ જરૂરી છે અનભિમતને અભિમત માનવાની અને અભિમતને અનભિમત માનવાની ભુલ ત્વરિત સુધારી લેવા જેવી છે



૧૦-૩-૬૫

૧૭૯૮

ગુણી ગુણનું ગૌરવ વધે એમાં આનાકાની ન કરે.

૧૦-૩-૬૫

૧૭૯૯

મૂર્ખને તેનું હિત સમજાવવા પણ ઘણી મહેનત કરવી પડે છે.

૧૦-૩-૬૫

૧૮૦૦

સ્વાર્થી સ્વાર્થ સિદ્ધ કરવા માટે એવા વિચિત્ર ઉપાયો અજમાવે છે કે જેથી પરમાર્થ તો દૂર રહ્યો પણ પોતાનો સ્વાર્થ પણ અનર્થકર બની જાય છે. ૧૦-૩-૬૫

૧૮૦૧

જે વાત પછીથી સમજાય છે તે જ વાત જો પહેલાથી સમજાણી હોત તો—

આવા પ્રસંગો ઘણાં જીવોને ઘણી વખત બને છે. એમાંથી ચેતીને સાવધાન રહે એ સમજુ અને એવું વારંવાર બનવા દે એ મૂર્ખ. જેના જીવનમાં એવું વધારે બન્યા કરતું હોય તેટલી મૂર્ખતા તેનામાં વધારે.

૧૬-૩-૬૫

૧૮૦૨

વાવ્યું હોય તેજ ઉગે—એ નિયમ જરૂરી છે પણ પરિસ્થિતિ સુધારવાની ભાવના હોય તો સારા ભાવ કેળવો. એટલે તમે ગમે તે વાવ્યું હશે ! તોય તમને ગમે એવું ઉગશે. એ નિઃસંશય માનજો.

૧૬-૩-૬૫

૧૮૦૩

ભૂતકાળ ભલે ભૂડો ગયો પણ વર્તમાન તમારા હાથમા છે તેમા સાવધ બની જાવ તો ભવિષ્ય ભલો થઇને તમને ભેટશે

૧૬-૩-૬૫

૧૮૦૪

ભક્તિની ભવ્યતા તો જેણે માણી હોય તેજ જાણે

૧૬-૩-૬૫

૧૮૦૫

આખ ઉઘાડી રાખવા જેવી છે તેમ એવા સમયે બધ કરવા જેવી છે–બને છે એવું કે અજ્ઞાની જીવ આખ બધ કરવાના સમયે ઉઘાડી રાખે છે અને ઉઘાડી રાખવાના સમયે બધ રાખે છે બસ તેમા ફેરફાર કરવા જરૂરી છે

૧૬-૩-૬૫

૧૮૦૬

તમારા હિતનુ તમે સાભળી લ્યો નહિ સાભળો તો અમને કાઇ વાધો નથી પણ પછીથી તમે ત્રાહિ ત્રાહિ પોકારી જશો એવુ ઘણુ તમારે અનિચ્છાએ પણ સાભળવુ પડશે —જેવી તમારી મરજી–ભલે તમને અત્યારે આ કડવુ જણાતુ હોય પણ એ તમને હિતકર છે અતિ ચોક્કસ જાણશો

૧૬-૩-૬૫

૧૮૦૭

કોઇ પણ સમર્થ શ્રીમત કોઇને મોટુ ધન કમાવી આપે છે કમાવામા મદદ કરે છે ત્યારે ધન પ્રાપ્ત કરનાર તે શ્રીમતનો સાગે આભાર માને છે તેથી કોઈ ગુણો આભા–

ઉપકાર થોડું પણ જ્ઞાન આપનારનો માનવો જોઇએ. કૃતજ્ઞ જીવો આ વાત બરાબર સમજી શકે છે. જેઓ નથી સમજી શકતા તેઓની કૃતજ્ઞતામાં ખામી છે.

૨૨-૩-૬૫

૧૮૦૮

કૃતજ્ઞતાની ખામી એ મહાવ્યાધી છે. એનો યોગ્ય ઉપચાર કરવો ખાસ જરૂરી છે.

૨૨-૩-૬૫

૧૮૦૯

સારા કે નરસા કાર્યનું પ્રધાન કારણ તે તે જીવની રસવૃત્તિ છે. સારા કાર્યમાં રસ જેમ જેમ વધતો જાય છે, તેમ તેમ નરસા કાર્યમાંથી રસ ઘટતો જાય છે. માટે સારાકાર્યનો રસ વધે તે માટે યત્નશીલ રહેવું.

૫-૪-૬૫

૧૮૧૦

મિથ્યાજ્ઞાન એ અજ્ઞાન છે. અને અચેતનમાં રહેલા અજ્ઞાન કરતાં પણ એ અપેક્ષાએ ભયંકર છે.

૫-૪-૬૫

૧૮૧૧

અજ્ઞાની અને અજ્ઞાની મળે તેનાં કરતાં નિર્બળ જ્ઞાનીને સબળ અજ્ઞાની મળે એ વિશ્વને વિશેષ ભારભૂત બનાવે છે.

૫-૪-૬૫

૧૮૧૨

ઉત્તમપદાર્થોનું મૂલ્યાંકન વધે-એ પ્રકારનું વર્તન કેળવજો તમારા સ્વાર્થને કારણે ઘણી વખત તમે ઉત્તમ પદાર્થોનું

મૂલ્ય ઓછુ થાય એવુ કરો છો, પણ તે તમને નડશે સ્વાર્થ ક્ષણિક છે અને ઉત્તમ ભાવોની જરૂરીઆત કાયમી છે

૧૭-૪-૬૫

૧૮૧૩

સમયે પડેલા સસ્કાર ચિરસ્થાયી રહે છે

૧૭-૪-૬૫

૧૮૧૪

અન્યને અ ગે કરાતા વિચારો પોતાના માટે પણ કરવામા આવે તો ફેર ઘણો પડી જાય

૧૭-૪-૬૫

૧૮૧૫

સિદ્ધાતને ભોગે સમય સાચવવો એ મૂર્ખતા છે સમયને ઓળખીને સિદ્ધાતને દૃઢ બનાવવો એ કુશળતા છે

૧૭-૪૬૫

૧૮૧૬

નિસ્પૃહપણે અપાતી દોરવણીમા નિષ્ફળતાના ટકા અતિ અલ્પ હોય છે

૧૭-૪-૬૫

૧૮૧૭

ભૂલોનુ પ્રદર્શન કરવાથી તેનુ પરિમાર્જન થતુ નથી

૧૭-૪-૬૫

૧૮૧૮

કેવળ ભાષાજ્ઞાનથી પુસ્તકના લખાણનુ સશોધન કરી શકાય નહિ — વિષયનુ જ્ઞાન પણ જોઇએ

૧૭-૪-૬૫

૧૮૧૯

સારા પુસ્તકમાં મનફાવતી નોંધ કરીને તેને ચિતરી નાંખનાર વાચક પુસ્તકને કેવી કઢંગી સ્થિતિમાં મૂકે છે. તેનો અનુભવ યોગ્ય વિદ્વાનને સમજાશે. તેમાં પણ પારકા પુસ્તકમાં એ પ્રમાણે થાય છે ત્યારે તો અતિદુઃખદ સ્થિતિ સર્જાય છે. આવું ઈતર ક્ષેત્રોમાં પણ બને છે.

૧૭-૪-૬૫

૧૮૨૦

પોતાના કાર્યક્ષેત્રની મર્યાદા ન સમજનારા મૂર્ખ માણસો જ્યાં ત્યાં માથું મારે છે ને કાર્યને કલુષિત કરે છે જેનું એ કાર્ય છે તે જો સમર્થ હોય તો કલુષિત કરવા ન દે પણ એથી શક્તિનો વ્યર્થ વ્યય કરવો પડે છે.

૧૭-૪-૬૫

૧૮૨૧

મૂર્ખને આગળ કરીને તમે પાછળ રહેશો તેથી તમારો બચાવ થઈ જશે એમ માની લેવું ભૂલભરેલું છે.

૧૭-૪-૬૪

૧૮૨૨

દૃષ્ટિરાગથી વિવેકનો વિનાશ થાય છે.

૧૭-૪-૬૫

૧૮૨૩

'વિ' નો ઉપયોગ કરવામાં વિવેક નહિં જાળવો તો વિરોધ કરવા યોગ્યની વૃધ્ધિ થઈ જશે અને વૃધ્ધિ કરવા યોગ્યનો વિરોધ થઈ જશે. — વિ-પદ—

— વિ-જ્ઞાન—

૧૭-૪-૬૫

૧૮૨૪

'જ' ની જ જાળમા ફસાઈ ગયેલા ઘણી વખત હિતને ચૂથી નાખે છે

કયા, કયારે, કેવા સજોગોમા કયે સ્થળે 'જ' મૂકવો એ સૂક્ષ્મ રીતે વિચારવુ જરૂરી છે

નીચેની એક વાકયરચનાનું થોડુ મનન કરવાથી 'જ' ની થોડી મહત્તા ખ્યાલમા આવશે

૧ આ જ પુસ્તક સારૂ છે

૨ આ પુસ્તક જ સારૂ છે

૩ આ પુસ્તક સારૂ જ છે

૪ આ પુસ્તક સારૂ છે જ

૧૭-૪-૬૫

૧૮૨૫

હાસ્યમાત્ર મધુર હોતા નથી અને રુદનમાત્ર કરૂણ હોતા નથી માટે તે બન્નેની પરીક્ષા કરવી જરૂરી છે જો તેમા ફસાવુ ન હોય તો

૧૭-૪-૬૫

૧૮૨૬

'લવ' વધી ગયા પછી માણસ લવલવ કરે છે

૧૭-૪-૬૫

૧૮૨૭

'સ્વાદ' એ સ્વને ખાનાર છે જેમ પલને ખાનાર 'પલાદ' છે તેમ

૧૭-૪-૬૫

૧૮૨૮

કાર્યની વિશિષ્ટતા અછતી રહેતી નથી.

૧૭-૪-૬૫

૧૮૨૮/૨

માલ વગરના માલની ખૂબ ખૂબ જાહેરાત કરીને જનતાને છેતરનારા છેવટ પેટ ભરીને પસ્તાય છે, એ ખાસ લક્ષ્યમાં લેવા જેવું છે.

૧૭-૪-૬૫

૧૮૨૯

રાગ એ ભાષાવિશેષમાં ક્રોધનો પર્યાય છે.

૧૭-૪-૬૫

૧૮૩૦

(જિનસ્તુતિ) જિનવર દેવ! હું ચાહું તારી અહોનિશ સેવ-જિનવરદેવ. તારે-મારે-કાળ અનાદિની, પ્રીત બની છે સાચી; પણ પુરુષાતન તણી પ્રભુજી, વાત અમારી કાચી, એની સુધારવી છે ટેવ......જિનવરદેવ.

૧૮૩૧

આત્મા, મન, બુદ્ધિ, અને શ્રદ્ધા-આચાર ભેળા મલ્યા છે. તેમાં શ્રદ્ધા આત્માની જોડી છે. મન અને બુદ્ધિની બીજી જોડી છે. બુદ્ધિ આત્મા સાથે સીધી મેળ મેળવતી નથી અને શ્રદ્ધા મન સાથે. બુદ્ધિ મનને બહેકાવે છે, શ્રદ્ધા આત્માને ઉત્તેજિત કરે છે મલિન બુદ્ધિથી ઉન્મત્ત થયેલું મન વિશ્વમાં અનર્થોની પરંપરા સર્જે છે. અવિશુદ્ધ શ્રદ્ધા આત્માને ઉન્માર્ગ તરફ ખેંચી જાય છે. વિશુદ્ધ બુદ્ધ મનને આનન્દિત કરે છે પણ એ આનંદ ક્ષણ પુરતો હોય છે. વિશુદ્ધ શ્રદ્ધા

આત્માને ઉર્ધ્વગામી બનાવે છે મનને થાક લાગે છે અને એ થાકેલુ મન બુદ્ધિની કરામતો જોઇ જોઇને થાક ઉતારે છે આત્માનુ લક્ષ્ય જેને હોય છે તેને ગમે તેવી બુદ્ધિની કરામતો ખેંચી શકતી નથી અને એવા આત્માઓનુ મન કદી થાકતુ નથી કે બહેકતુ નથી

૨૨-૪-૧૯૬૫

૧૮૩૨

બુદ્ધિમાન જ્ઞાની નથી જ્ઞાની બુદ્ધિમાન હોય અને ન પણ હોય ૨૨-૪-૬૫

૧૮૩૩

બુદ્ધિમાનનુ વચન અસર પહોચાડવા સમર્થ નથી જ્યારે જ્ઞાનીનુ વચન અચૂક અસર પહોચાડે છે

૨૨-૪-૧૯૬૫

૧૮૩૪

બુદ્ધિના બનાવેલા રસ્તા પર ખૂબ વેગથી દોડવાથી જ્ઞાનનો અંશપણ મેળવી શકાતો નથી, એ મેળવવા માટે આત્મા તરફ લક્ષ્ય આપવુ જરૂરી છે

૨૨-૪-૬૫

૧૮૩૫

બુદ્ધિને ભરોસે રહેશો તો લપમી પડશો એ નિર્વિવાદ છે

૨૨-૪-૬૫

૧૮૩૬

શ્રદ્ધા ભલે પછી તે ગમે તેવી હોય પણ તે જીવને ટકાવી રાખે છે પડવા દેતી નથી એ ચોક્કસ છે

૨૨-૪-૬૫

૧૮૩૭

બુદ્ધિ દૂર દૂરનું ઝાંઝવાના જળ જેવું ઘણું ઘણું દેખાડશે પણ તમારી પાસે જે છે તેમાંનું કાંઈ પણ દેખાડશે નહિં.

૨૨-૪-૬૫

૧૮૩૮

બુદ્ધિના શસ્ત્ર તાતા ભલે હોય પણ તેના હાથ તદ્દન નિર્બળ હોય છે.

૨૨-૪-૬૫

૧૮૩૯

અજ્ઞાનીની દયા ખાજો પણ તેના પર રોષે ભરાતા નહિં. નહિતર તમે પણ તેની કક્ષામાં આવી જશો.

૨૨-૪-૬૫

૧૮૪૦

મન આત્માને ઓળખતું નથી અને જ્યારે આત્માની ઓળખાણ થઈ જાય છે ત્યારે મનનું કાંઈ મૂલ્ય રહેતું નથી. એટલેજ આત્માની ઓળખવાળાને વિષયો સતાવી શકતા નથી. કારણ કે તે મનના સાથીદારો છે.

૨૨-૪-૬૫

૧૮૪૨

ધનથી મન કદાચ સંતોષાય પણ આત્મા તો કદાપિ નહિ.

૨૨-૪-૬૫

૧૮૪૩

વાત કરવાની ટેવ પડી ગયા પછી જે તે વાત જેની તેની સાથે જીવ કર્યા કરે છે. પરિણામે પ્રતિષ્ઠા ઓછી થાય છે.

એટલુ જ નહિ પણ એવી ટેવ અનેક અનર્થોને જન્મ આપે છે વિવેકી જીવો વાતનુ પરિણામ વિચારીને વાત કરે છે

૨૩-૪-૬૫

૧૮૪૪

ભૂતકાળ ભલે ભૂડો ગયો પણ વર્તમાન તમારા હાથમા છે તેમા સાવધ બની જાય તો ભવિષ્ય ભલો થઈને તમને ભેટશે

૨૩-૪-૬૫

૧૮૪૫

એવા કેટલાક જીવો છે કે જેને કોઇ સાભળતુ નથી જ્યારે તેને સાભળનાર મળે છે ત્યારે તેઓ રાજી રાજી થઈ જાય છે

૨૩-૪-૬૫

૧૮૪૬

ગમે તેવુ ગમે ત્યારે ખાવાથી જે નુકશાન નથી થતુ તેથી વધુ નુક્શાન ગમે તેવુ ગમે ત્યા ન ગમે ત્યારે બોલવાથી થાય છે

૨૩-૪-૬૫

૧૮૪૭

'ભગવાન તમારૂ ભલુ કરે' આવુ વાકય ઘણી વખત ઘણા માણસો જેણે તેનુ અસહ્ય બુરૂ કર્યુ તેના ઉત્તરમા બોલે છે બુરૂ કરનારનુ બુરૂ કરવા માટે ઈચ્છા જાગે છે અને સ્વભાવ યા શક્તિ બુરૂ કરવાના નથી એ સયોગમા ઉપરનુ વાકય બોલાઇ જાય છે એમા થોડો વ્યગ્ય પણ છે

૨૬-૪-૬૫

૧૮૪૮

'દયા ડાકણને ખાય'--અર્થાત્ અમૂક સંયોગોમાં દયાના પરિણામ ઘણાં ભયંકર આવે છે. એવા સંયોગોમાં દયા કરવાથી પરિણામે ધર્મનો હ્રાસ થાય છે.

૨૬-૪-૬૫

૧૮૪૯

બુદ્ધિથી કાર્ય સાધી શકાય છે પણ કાર્યમાં પ્રાણ પૂરી શકાતા નથી.

૮-૫-૧૯૬૫

૧૮૫૦

નીચકાર્યોમાં વફાદારી રાખનાર શ્વાનનો અવતાર પ્રાપ્ત કરે છે.

૮-૫-૬૫

૧૮૫૧

વિદ્યા અને વિનયથી જે મળે છે તે સમજાય તો બાકી કરવાનું કાંઇ ન રહે.

૧૪-૫-૬૫

૧૮૫૨

પરમપદના યાત્રિકો ભલે બધું ભૂલી જાય પણ તેમણે એક વાત ખાસ ધ્યાન રાખવાની છે. તે એ કે તેઓ પોતાની પાસે જરી પણ ભાર ન રાખે. કોઇપણ પ્રકારનો ભાર હશે તો તેઓની ગતિ-પ્રગતિ રોકતી રહેશે.

૧૪-૫-૬૫

૧૮૫૩

પતન એટલું ચિન્તાજનક નથી પણ જ્યારે તેમાં દંભનો

સાથ ભળે છે ત્યારે તે દયનીય અને અતિચિન્તાજનક બની જાય છે

૧૫-૫-૬૫

૧૮૫૪

ભાવ ના હોય તો ભાવના ભાવવાનો કાઇ અર્થ નથી

૧૫-૫-૬૫

૧૮૫૫

મૂર્ખ માણસોની એક મહામૂર્ખતા એ પણ હોય છે કે તેઓ પોતાની મૂર્ખતા સુધારવા જેવી નથી એમ માનતા હોય છે

૧૫-૫-૬૫

૧૮૫૬

વિદ્યા જેમ જેમ પચતી જાય છે તેમ તેમ મૂર્ખતા ઓછી થતી જાય છે

૧૫-૫-૬૫

૧૮૫૭

ભણેલો ભૂલે એ ક્ષન્તવ્ય છે પણ તે એ ભૂલ કરે એ ક્ષન્તવ્ય નથી

૧૮૫૮

વ્યાવહારિક વિદ્યા મેળવવામાં કદાચ વિનયની ગૌણતા ચાલી શકે પણ આત્મિક વિદ્યા મેળવવામા વિનયની અલ્પ પણ ઓછાશ ચાલી શકે નહિ

૧૬-૫-૬૫

૧૮૫૯

શાસ્ત્રને વેગળું રાખીને સંસારનું સામાન્ય કાર્ય પણ સાધી શકાતું નથી તો આત્માનું ભગીરથ કાર્ય સાધવાની ઇચ્છાવાળાને શાસ્ત્રને અળગું રાખવું કેમ પરવડે ?

૧૬–૫–૬૫

૧૮૬૦

જ્યાં નય નથી પહોંચી શકતો ત્યાં વિનય પહોંચી જાય છે.

૧૬–૫–૬૫

૧૮૬૧

જો તમે નહિં કરવા યોગ્ય કાર્યથી સમજણ પૂર્વક નહિં અટકો તો અનેક એવા અણગમતા બળો છે કે જે તમને પરાણે અટકાવશે અને તમે દુઃખી થઈ જશો.

૨૭–૫–૬૫

૧૮૬૨

પાપપ્રવૃત્તિઓ પર મધુરતાનું આછું પડ ચોંટેલું હોય છે.

૨૭–૫–૬૫

૧૮૬૩

આવી પડેલી વિષમતાઓનો સામનો કરવામાં બહાદૂરી છે. પણ વગર કારણે વિષમતાઓ વધારવી એ તો નરી મૂર્ખતા છે. ભલેને તમે તે દૂર કરવા સમર્થ હો તો પણ.

૨૭–૫–૬૫

૧૯૬૪

જ્યારે દુર્નય-નય અને પ્રમાણને ઉપદેશ આપવાનુ દુ'સાહસ કરે છે ત્યારે પ્રેક્ષકો પણ સલજ્જ બની જાય છે

૧૯-૬-૬૫

૧૯૬૫

ભક્ત ભક્તિનો દેખાવ કરી શકતો નથી અને ભક્તિનો દેખાવ કરનાર ભક્ત હોતો નથી

૨૩-૬-૬૫

૧૯૬૬

મોટે ભાગે ભક્તિ કરનારનો ભાવ છૂપો રહી શકતો નથી

૨૩-૬-૬૫

૧૯૬૭

સાપેક્ષ ભક્તિ એ અલ્પજીવી છે ને નિરપેક્ષ ભક્તિ ચિરજીવ છે

૨૩-૬-૬૫

૧૯૬૮

ભક્તિ કદી ભારભૂત હોતી નથી અને ભારભૂત જણાતી ભક્તિ એ ભક્તિ નથી-વેઠ છે

૨૩-૬-૬૫

૧૯૬૯

યોગ્ય અવસરે કરેલુ કાર્ય ખૂબ લાભ આપે છે પણ અવસરને ઓળખવો એ સહેલુ કાર્ય નથી

૧૨-૭-૬૫

૧૮૭૦

કોઇ ક્ષણ એવી નથી કે જે કોઇપણ કાર્યને માટે યોગ્ય ન હોય. એટલે ક્ષણોને સારા કાર્યમાં ઉપયોગ લેવાથી દરેક ક્ષણ સુઅવસર બની જાય છે.

૧૨-૭-૬૫

૧૮૭૧

ઉપાધિઓ મેળવવાથી ઉપાધિઓ દૂર થતી નથી. પણ સારી ઉપાધિઓ મેળવીને તે શોભાવવાથી ઉપાધિઓ જરૂર દૂર કરી શકાય.

૧૩-૭-૬૫

૧૮૭૨

યોગ્ય આત્માઓને યોગ્ય ઉપાધિઓ મળી જાય છે અને તેઓ તેને શોભાવે છે. જ્યારે અયોગ્ય આત્માઓ ઉપાધિઓને ઉપાધિરૂપ થઇ પડે છે.

૧૩-૭-૬૫

૧૮૭૩

કર્મને પરવશ પડેલા પ્રાણીઓ પ્રત્યે તેના હિત માટે કદાચ બાહ્ય કટુતા રાખવી પડે તો રાખજો પણ આન્તરિક કટુતા કદી પણ રાખતા નહિં. નહિં તો એ કટુતા તમને અન્યના કરૂણાપાત્ર કરાવશે.

૧૩-૭-૬૫

૧૮૭૪

વીરતા વિરોધમાં નથી પણ વિરોધ દૂર કરવામાં છે.

૧૩-૭-૬૫

૧૮૭૫

મહાન આત્માઓને તમારા દુખો દૂર કરવા માટે નીચે ઉતારવાની ભૂલ સ્વપ્ને પણ કરતા નહિ એ ભૂલ તમને નવુ દુખ કરનારી નીવડશે

૧૩-૭-૬૫

૧૮૭૫/૨

પોતાની નબળાઇઓને ઢાકવા માટે જે જીવ જ્ઞાનીના વચનોનો ટેકો લે છે, તે માર્ગ ભાગવાનુ ભયકર પાપ સેવે છે

૧૩-૭-૬૫

૧૮૭૬

પાપ ઉછીનુ દેનારા વિશ્વમા ઘણા મળશે પણ તે ઉછીનુ લેવાની ભૂલ કરતા નહિ

૧૩-૭ ૬૫

૧૮૭૭

કોઇની પુણ્ય પ્રકૃતિની વિશેષતા જોઇને રે જીવ ! મનમા ખેદ ધારણ કરતો નહિ તર્મજ મને આવુ કેમ અને કયારે મળે એવી વિચારણા ઉપર પણ ચડતો નહિ ,પુણ્ય પ્રકૃતિની લીલા એ કાઇ બહુ દુર્લભ નથી

૩૦-૭-૬૫

૧૮૭૮

તારી પુણ્ય પ્રકૃતિના ઉદયને કારણે તને બીજા કરતા સુન્દર, સારી અને બહુમૂલ્ય સાધન સામગ્રી મળી છે તેનો જો તુ યથાયોગ્ય ઉપયોગ કરીશ તો તારે કોઈની પણ ભીતિ

રાખવાનું કારણ નથી. નહિ તો મળેલી સામગ્રી થોડા સમયને માટે છે એમ ચોક્કસ સમજજે.

૧૮૭૯

સંસ્કારને પરવશ પડેલો જીવ જો કાળજી ન રાખે તો કેટલાક વિચિત્ર સંસ્કારોને કારણે ઘણા લાભો ગુમાવી બેસે છે અને ઘણું નુકશાન કરે છે. સારા સંસ્કારોથી બચી જવાય છે ને ઉંચે ચડે છે. સારા સંસ્કારોની પરવશતા એકંદર સારી છે. છતાં પણ તેમાં વિવેક ન મળે તો તે સંસ્કારો ભૂંસાતા વાર લાગતી નથી.

૩૧-૭-૬૫

૧૮૮૦

કેટલાક આગળ પડતા જીવો કેટલીક વખત એવું બોલે છે અને એવું કરે છે કે જે જોઇને સામાન્ય માણસોને એમ લાગે આ શું ! પણ એ સર્વ બલિહારી સંસ્કારની છે.

૩૧-૭-૬૫

૧૮૮૧

અલ્પવયમાં આગળ વધી ગયેલાને જોઇને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે પણ તેથી બીજાઓએ પ્રેરણા લેવાની જરૂર છે. જો થોડી પણ પરિબળવાળી પ્રેરણા મળી જાય તો ગમે તે વયમાં આગળ વધી શકાય છે.

૧-૮-૬૫

૧૮૮૨

માણસને સજ્જન ગમે છે પણ સજ્જન થવું ગમતું નથી.

૧૫-૭-૬૫

૧૮૮૩

શ્રીમતાઈને ભોગે સસ્કારનુ–સારા સસ્કારોનું રક્ષણ કરજો પણ સારા સસ્કારોને ભોગે શ્રીમતાઈને સાચવી રાખવાનુ સ્વપ્ને પણ વિચારતા નહિ

૧૫-૮-૬૫

૧૮૮૪

જ્યારે વિશ્વમા કચરાનુ તત્ત્વ વધી જાય છે ત્યારે આગ લાગે છે અથવા લગાડવી પડે છે પણ તે સમયે સારા તત્ત્વોનુ રક્ષણ કરનારે વધુ સાવધ રહેવાની જરૂર છે અન્યથા એ આગ સારા તત્ત્વોને પણ ભસ્મીભૂત કરવામા વિલબ નહિ કરે

૧૭-૮-૬૫

૧૮૮૫

દીવાની નાની કલિકા પણ પ્રકાશ ધર્મના સામ્યને કારણે સૂર્યચન્દ્ર આદિની હારમા આવે છે તેજ પ્રમાણે ચૈતન્ય ધર્મ માટે છે

૧૭-૮-૬૫

૧૮૮૬

ખોટુ લખાઈ ગયા પછી તે સાચુ કરવા પ્રયત્નો કરવા એ મૂર્ખતા છે તેથી અનેક ખોટાની પરંપરા જન્મે છે સમય વ્યર્થ વેડફાય છે પરિણામ શૂન્ય આવે છે એ કરતા ખોટુ લખાઈ ગયુ હોય તે રદ કરીને સાચું લખવુ એમા ઘણી સરલતા છે અને બધી રીતે લાભ છે

૨૩-૮-૬૫

૧૮૮૭

खामेमि सव्व जीवे.

'સર્વ જીવોને હું ખમાવું છું'

આ વચન જગતના કોઈ પણ જીવે અપરાધ કર્યો હોય ને તે અપરાધ પોતાને સ્પર્શતો હોય તેથી તેના પ્રત્યે જે અરુચિભાવ જાગૃત થયો હોય તે દૂર કરવા માટે છે. ક્રોધ એ ઉપરનું કાર્ય કરવા માટે ના પાડતો હોય છે. ક્રોધ જીવને એવી સલાહ આપતો હોય છે કે જો આ રીતે સામાને માફી આપશો તો તમારૂં તંત્ર નહિં ચાલે તેને એક વખત એવું બતાવી દ્યો કે એ ખો ભૂલી જાય પણ ક્ષમા જીવને મધુરતાથી સમજાવે છે કે સામાને શિક્ષા કરીને એ ખો ભૂલાવી દેવાની વાત ભૂલી જા–ભાઈ–એવું તો તેં ઘણીવાર કર્યું પણ કોઈ ખો ભૂલ્યું નથી. અગ્નિ શાંત કરવા માટે ઘાસતેલ કે લાકડાં નાંખવા જરૂર નથી. એ તો પાણીથી જ પ્રશાંત થાય.

તારાથી પણ કઇ ગુણ શક્તિસમ્પન્ન આત્માઓ છે. તેઓ પણ આ વાતમાં કાંઇ કરી શકયા નથી તો તું કરી શકવાનો છે.

ક્રોધ અને તેનો વિશાળ પરિવાર તારા ઘરમાં ઘર કરી બેઠો છે. તે તને ઉપરની વાત સાંભળવા નથી દેતો–જો તું મારી વાત ધ્યાન દઇને સાંભળ તો તને જરૂર સમજાશે. એ તારા હિતમાં છે. ક્ષમાની આ વાત સાંભળવાની સાથે જ જીવ બોલી ઉઠે છે કે—

खामेमि सव्वजीवे सव्वे जीवा खमंतु मे.

સર્વ જીવો મને ખમાવો.

જીવો પ્રત્યે દુર્વર્તન કરવામાં આ જીવે બાકી રાખ્યું

નથી આ જીવ એક એક જીવનો ગુન્હેગાર છે જીવ માત્ર પાસે ખોળો પાથરીને આ જીવે આજીજી કરવાની છે કે હુ તમારો અપરાધી છુ તમે બધા મને ક્ષમા આપો માફ કરો પણ આ જીવ એમ નથી કરતો, નથી કરી શકતો કારણ કે તેનો મહેતો માન તેને એવુ મનાવે છે કે તુ કાઈ કોઈનો અપરાધી નથી જીવો પ્રત્યેનુ તારૂ ગેરવર્તન એ ગેરવર્તન નથી એ તો વ્યવહાર છે જીવન વ્યવહાર છે વ્યવહાર તો એ પ્રમાણે જ ચાલે છે વળી તુ કેટલો મહાન છે કેટલો શક્તિસમ્પન્ન છે આ તુચ્છ જીવો પાસે માફી માગવી અને એ જીવો તને માફ કરે એ તારે માટે કોઇ રીતે વ્યાજબી નથી તુ કરે છે તે અને તે કર્યું છે તે સર્વ વ્યાજબી જ છે અઘટતુ કાઈપણ તે કર્યું નથી મારા તરફ મુખ રાખનારો જીવ એ સર્વ સત્ય સમજે છે ત્યારે માર્દવ ક્ષણ માત્ર પણ પોતાનું સાભળવા જીવને વિનતિ કરે છે તે કહે છે કે—

તુ ભલે ક્ષમા ન માગ પણ તુ આ સર્વનો અપરાધી છે એ વાત તો તારે માનવી જ પડશે જો એ તુ નહિ માને તો જીવમાત્ર એ વાત તને પરાણે મનાવશે ત્યારે તે પ્રસગ તારે માટે અકારો થઈ પડશે એવી યાતના સાથે આસુ સારતા તારે તારા અપરાધોનો એકરાર કરવો પડશે તે કરતા અત્યારે સમજણ પૂર્વક ભૂલોનો સ્વીકાર કરી લે. ભૂલોની કબુલાત કરીશ એટલે તને જ લાગશે આ ભૂલો માટે જીવો પાસે ક્ષમા માગી લઉ જીવોને કહી દઉ કે મને ક્ષમા કરો બસ માર્દવની આ વાત સાભળતા જ જીવ બોલી ઉઠે છે

सव्वे जीवा खमतु मे मित्ती मे सव्वभुएसु

સર્વ પ્રાણીઓમા મારે મૈત્રી હો- મિત્રને પણ મારવામા

જીવ અચકાતો નથી-જો તેનામાં માયા જોર કરતી હોય તો.
વિશ્વમાં માયાએ વિશ્વાસુઓને જેટલા છેતર્યા છે તેટલા બીજા-
ને નહિં. એ હકીકત છે. માયા અને મૈત્રી એ બે અંધારા
અજવાળા જેવી વાત છે. માયા હોય ત્યાં મૈત્રી નહિ અને
અને મૈત્રી હોય ત્યાં માયા નહિં. માયા તો જીવને કહે છે
કે યેન કેન પ્રકારેણ તું તારૂં કર. સાચા-ખોટાનો મારા-
તારાનો વિચાર ન કર. એવું કરવા બેસીશ તો તું રહી જઈશ.
તું આવડત વગરનો ગણાઈશ માટે તારી બુદ્ધિ વાપર. જગત
આખું મૂર્ખ છે એની મૂર્ખતાનો લાભ લે. તારી જાળમાં
જેટલા ફસાય એટલાને ફસાવ. માયાનું આ સર્વ કથન
જીવ સાંભળતો આવ્યો છે. અને એ માયાવી જાળમાં પોતે જ
ફસાઈ પડયો છે.

તેમાંથી તેને છોડાવવા સરળતા જીવને સમજાવે છે. તે કહે
છે કે-માની લે કે તેં ઘણાંને જાળમાં ફસાવ્યા પણ પછી શું!
શા માટે! કોને માટે! કેટલા સમય માટે! તારી જાળ
સામાને ખબર પડી જાય છે. ત્યારે તારું મોઢું કેવું વિકૃત
કરી મૂકે છે. સત્યનું સૌન્દર્ય કેવું અદ્ભુત અને ઓજસ
ભરેલું છે. માયાની મલીનતા જોવી પણ ગમતી નથી. તારા
કરતા પણ ઘણાં પાવરધા જીવો જગતમાં છે. તેઓ તને
ફસાવે છે બાકી ન ફસાવું હોય તો તું બીજાને ફસાવવાનું
છોડી દે. તને કોઈ નહિં ફસાવે. જીવ માત્રને તું મિત્ર માન.
જીવમાત્ર તને મિત્ર માનશે. બસ એક જ વખત ખરા દિલથી
કહી દે કે—

मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणई

મારે કોઈની સાથે વેર નથી. એ વખતે જીવને લોભ
કહે છે કે હું તારા ઘરમાં ઘર કરીને બેઠો છું. કદી પણ મેં

તારો સાથ છોડયો નથી મારુ વચન તે કદી ઉથાપ્યુ નથી ને તુ આ શુ કહે છે કે 'મારે કોઈની સાથે વેર નથી' અરે! મારે માર્ગી આડે આવે, મારા આ સ્વાર્થમા હાનિ કરે એ બધા સાથે મારે વેર છે! એમ તારે કહેવુ જોઇએ કહેવુ શુ કરવુ જોઇએ આજ સુધી તો તે તેમજ કર્યુ છે અને તે જ કારણે આપણા બન્નેનો સબધ ટકી રહ્યો છે જીવને જોખમે પણ તુ મને ચાહે છે એ શુ હુ નથી જાણતો? માટે તને કહુ છુ તારાથી હુ દૂર થાઉ - કે તુ મને દૂર કર-એ વાત સ્વપ્ને પણ તે આજ સુધી વિચારી છે? જો નથી વિચારી તો તારે આવુ ફરી કદી બોલવુ નહિ કે- 'મારે કોઈની પણ સાથે વેર નથી' એ પ્રમાણેનુ લોભનુ કથન જીવે સાભળ્યુ સાભળતો જ આવ્યો છે

મુક્તિ - સતોષ - જીવને જરી એક બાજુ લઇ જાય છે અને કહે છે ભાઈ તારા દુ ખમાત્રનુ નિદાન આ નાદાન લોભ છે એ તને મીઠુ લગાડે છે એના જેવો ભયકર કોઇ નથી એના ફાદામા ફસાઈને તે ભાઈ-ભાઈ સાથે વેર બાધ્યા, બાપથી પણ બુરાઇ કરી એને પરવશ પડેલો તુ વિશ્વમાં કેવો અળખામણો થઇ ગયો છે જરા વિચાર કર તો તને જણાશે કે-સારા માણસને મોઢુ બતાવવુ પણ તને યોગ્ય નથી આ તે કાઈ તારૂ જીવન છે

વળી તારે જોઇએ કેટલુ? તારે બધુ જોઈતુ હોય એમ કદી બન્યુ છે! નથી બન્યુ તો શા માટે પાણી વલોવવાનુ કામ કરે છે તારૂ જે છે તે તો તારી પાસે જ છે તે મેળવવા પ્રકટ કરવા પ્રયત્ન કર એ પ્રયત્નમા લોભ આડે આવે છે તે જે જગત સાથે વેર બાધ્યુ છે તે વેર લોભમાથી જન્મ્યુ છે, તુ તેને દૂર કર અને કહી દે કે—

वेरं मज्झ न केणई.

૩૧–૮–૬૫ થી ૩–૯–૬૫

૧૮૮૮

જીવ જગતને ઓછે વત્તે અંશે જાણી શકે છે પણ તે પોતાને બીલકુલ જાણી શકતો નથી. જો જીવ પોતાને ઓળખતો થઈ જાય તો ઘણી વાત પતી જાય.

૨૫–૯–૬૫

૧૮૮૯

દેહના આકર્ષણ અન્ધારા છે અને આત્માના આકર્ષણ અજવાળા છે.

૨૫–૯–૬૫

૧૮૯૦

જગત સિદ્ધાંત માટે નથી લડતું સ્વાર્થ માટે લડે છે વિચિત્ર તો એ છે કે સ્વાર્થ માટે લડનારા પણ વાત તો સિદ્ધાંતની જ કરતા હોય છે.

૨૫–૯–૬૫

૧૮૯૧

સહુથી કરૂણ પરાજય કોનો ? મુત્સદ્દીનો. સહુથી મોટી ભૂલ કઈ ? ભૂલને ભૂલ રૂપે ન સ્વીકારવી એ.

૨૯–૯–૬૫

૧૮૯૨

તમે જવા માટે સારામાં સારૂં સ્થળ કયું વિચારી રાખ્યું છે ? જ્યાંથી પાછું ફરવું ન પડે એ.

૨૫–૯–૬૫

૧૮૯૩

અમે જે છીએ તે તો છીએ જ પણ અત્યારે તો અમે જે નથી તે પણ છીએ

૨૫-૯-૬૫

૧૮૯૪

મૂર્ખ માણસ પોતાના હાથે જ પોતાનુ બગાડે છે

૨૫-૯-૬૫

૧૮૯૫

સહજમા પોતાનુ હિત જે સમજે તે સમજુ હિતસ્વીએ બનાવેલા હિતમાર્ગે નિ શકપણે ચાલ્યો જાય તે વિનેય

૨૫-૯-૬૫

૧૮૯૬

હિત બતાવનારને સામે હિત બતાવે-અધિકાર વગર- તે અવિનીત

૨૫-૯-૬૫

૧૮૯૭

અમે અમારૂ ફોડી લઇશુ તમારે વચમા આવવાની જરૂર નથી એમ કહેનાર ઉધ્ધત

૩૦-૯-૬૫

૧૮૯૮

કોઇથી ફસાયેલો જીવ જ બીજાને ફસાવવાની વિચારણા કરતો હોય છે



૧૪-૧૦-૬૫

૧૯૧૦

દુર્જનની સાથે દુર્જન થવું સહેલું છે પણ સજ્જનની સાથે સજ્જન થવું સહેલું નથી એથી પણ વધુ કઠિન સજ્જન થયા પછી કોઈની પણ સામે દુર્જન થવું એ છે.

૭-૧૧-૬૫

૧૯૧૧

સજ્જન અને દુર્જનમાં સુખ અને દુઃખની, સારા માઠા વચનોની આપલે થતી હોય છે પણ વિશેષતા એ છે કે એક-બીજા એક-બીજાને જે આપતા હોય છે તે સામો પક્ષ જરા પણ સ્વીકારતો નથી હોતો.

૬-૧૧-૬૫

૧૯૧૨

સુખી થવું હોય તો સારા બનો, સારા નહિં બનો તો કદાચ સુખના સાધનો યેનકેન પ્રકારેણ મેળવી શકશો પણ સુખી બની શકશો નહિ.

૭-૧૧-૬૫

૧૯૧૩

ભ્રમ ટળે તો ભ્રમણ ટળે.

૭-૧૧-૬૫

૧૯૧૪

તમને જે જે ગમે તે બધું પથ્ય જ એમ માનો-પણ એ સર્વ તમને જ ગમવું જોઈએ. મનને, ઇન્દ્રિયોને, શરીરને, કષાયોને, અજ્ઞાનને નહિં-તમારા આત્માને ગમવું જોઈએ.

૭-૧૧-૬૫

૧૯૧૫

અજ્ઞાની આત્મા એવો વિનીત છે કે એ પરનુ કહ્યુ કર્યા કરે છે, નથી કરતો પોતાનુ કહ્યુ

૭-૧૧-૬૫

૧૯૧૬

વહીવટ તેનો સારો હોય છે કે જેને વહી સારી હોય છે વહી એટલે ચોપડો બરાબર હોય તો જ વટ પડે વહી વટ સારો ચાલે માટે વહી પ્રથમ છે ને વટ પછી છે

તમારે યોગ્ય-સુયોગ્ય બનવાની જ કાળજી કરવાની જરૂર છે બીજી બધી ચિ તા બીજા કરશે, બરાબર કરશે તમારે એ બધી ચિ તા કરવાની જરી પણ જરૂર નથી

૭-૧૧-૬૫

૧૯૧૭

પક્ષપાત શબ્દમા એક ભાવ એવો છે કે તે જીવને પક્ષમા પાડે છે પછી એ પક્ષ સારો હોય કે નઠારો પણ જીવ પડે છે એ સ્પષ્ટ છે

૧૧-૧૧-૬૫

૧૯૧૮

કેટલાક વિચારકોનુ એમ માનવુ છે કે સારા પક્ષમા પડવુ પણ સારૂ છે

૧૧-૧૧-૬૫

૧૯૧૯

કેટલાક વિચારકો સામે પક્ષે એમ કહે છે વિચાર પૂર્વક

સારા પક્ષમાં જોડાવું. પણ એમને એમ વગર વિચારે પડવું નહિં. એમને એમ પડવું સારૂં નથી. જુદી જુદી અપેક્ષાએ બન્ને બરાબર છે.

૧૧-૧૧-૬૫

૧૯૨૦

દુનિયામાં વગર સ્વાર્થે વિનયનું દર્શન દુર્લભ છે

૨૨-૧૧-૬૫

૧૯૨૧

પક્ષ ન હોય તો ઉડ્ડયન થઇ શકે નહિં પણ એક જ પક્ષ હોય તો પણ એજ દશા છે. પક્ષ બે જોઇએ, બહુ પક્ષ હોય ત્યારે પણ વિષમ દશા થાય છે.

પક્ષ તો પતંગને છે અને ગરૂડને પણ છે છતાં બન્નેની ગતિ પ્રગતિમાં ઘણું અંતર છે. કારણ કે બન્નેના પક્ષમાં ઘણું અંતર છે.

નાના શરીરને મોટો પક્ષ પાલવે નહિં.

૨૨-૧૧-૬૫

૧૯૨૨

શક્તિ હોય તો કરવા યોગ્ય કાર્ય કરવા માટે વિલંબ ન કરવો અને ગણત્રી કરીને કાર્યરસ સૂકવવો નહિં.

૨૭-૧૧-૬૫

૧૯૨૩

મૃષાવાદમાં માયા મળે છે ત્યારે કડવી તુંબડીના શાકમાં સોમલ ભળે છે.

૨૭-૧૧-૬૫

૧૯૨૪

સત્યમા શીલ ભળે છે ત્યારે સોનામા સુગધ મળે છે

૨૭-૧૧-૬૫

૧૯૨૫

સત્યસમ્પન્ન આત્માને સિંહ પણ નમી પડે છે જ્યારે કાયરને કુતરૂ પણ ડગ્ડવા દોડે છે

૨૭-૧૧-૬૫

૧૯૨૬

સબળને વિઘ્નો ઉત્સવરૂપ બને છે અને નિર્બળને ઉત્સવ વિઘ્નરૂપ બને છે

૨૭-૧૧-૬૫

૧૯૨૭

કોઇ કોઇ પ્રસગો એવા બની જાય છે કે તેના બાહ્ય હેતુઓ એ પ્રસગને અનુરૂપ તો નથી હોતા પણ તેથી તદ્દન વિરૂદ્ધ હોય છે, જોનારાને એમ લાગતુ હોય છે કે આમ કેમ બન્યુ ? પણ તેના આતરિક કારણોનુ જે આજે જ્ઞાન છે -તે આજે તો સ્પષ્ટ એમ લાગતુ હોય છે કે આ બન્યુ એ બરાબર છે આનુ પરિણામ આવુ જ આવે એમા કાઇ આશ્ચર્ય નથી માટે જ સપૂર્ણ જ્ઞાનીને માટે કાઇ અદ્ભુત નથી

૩૦-૧૧-૬૫

૧૯૨૮

સમ્યક્શ્રુતનુ પ્રતિષ્ઠાન એ જ્ઞાનયોગની પારાશીશી છે

૩૦-૧૧-૬૫

૧૯૨૯

સશક્તને હવામાન અસર કરતું નથી.

૧૩-૧૨-૬૫

૧૯૩૦

નિર્બળ કરતાં સબળ દુરાગ્રહી ચડે છે.

૧૯૩૧

વિશ્વમાં વધુમાં વધુ કૃપાપાત્ર કોઇ હોય તો તે કૃપણ છે કારણ કે તે સતત પરની કૃપા યાચતા હોય છે.

૧૩-૧૨-૬૫

૧૯૩૨

વિવેકપૂર્વકના સારા વિચારમાં દૃઢતા કેળવવાથી પ્રતિકુળ સંયોગો અનુકુળ થતાં વાર લાગતી નથી.

૧૪-૧૨-૬૫

૧૯૩૩

નિર્બળ મનને બધું સબળ હોય તો પણ નિર્બળ લાગે છે અને સબળ હોય તો પણ નિર્બળ લાગે છે અને સબળ મનને નિર્બળ પણ સબળ લાગે છે.

૧૪-૧૨-૬૫

૧૯૩૪

નિર્મળ મન જો નિર્બળ હોય તો એકાંતે આદરણીય નથી.

૧૪-૧૨-૬૫

૧૯૪૦

બુદ્ધિ પંગુ છે. એ ચાલતી નથી અને વળી ચાલવા પણ દેતી નથી. જેઓ ચાલતા હોય તેને.

૧૪-૧૨-૬૫

૧૯૪૧

કેટલાક પક્ષીઓ પોતાના જ પક્ષના ભોગ બને છે.

૧૪-૧૨-૬૫

૧૯૪૨

કર્મ કરતાં વિચાર કરો, ભોગવતા નહિં

૧૩-૧૨-૬૫

૧૯૪૩

તમારી પ્રવૃત્તિ સતત ચાડી ખાતી હોય છે કે તમે કેવા છો.

૧૫-૧૨-૬૫

૧૯૪૪

તમે તમારા મહાન સ્વાર્થને ભોગે તુચ્છ સ્વાર્થને સાધતા હો છો; એ ભૂલ સુધારશો તો તમને એકે વાંધો નહિ આવે.

૧૫-૧૨-૬૫

૧૯૪૫

મોટે ભાગે જીવો આવતી કાલ બગાડીને આજને સુધારવા તત્પર રહેતા હોય છે તેઓની આજ ને કાલ બન્ને બગડેલી હોય છે.

૧૫-૧૨-૬૫

૧૯૪૬

જેની ગઈકાલ બગડેલી છે આજ બગડેલી છે અને આવતી કાલ પણ બગડેલી છે તે અધમાધમ છે

જેની ગઈકાલ બગડેલી છે આજ સારી છે અને આવતી બગડેલી છે તે અધમ છે

જેની ગઈ કાલ બગડેલી છે આજ સારી નથી પણ આવતી કાલ સારી છે તે વિમધ્યમ છે

જેની ગઈ કાલ બરાબર ન હતી આજ ઠીક છે અને આવતી કાલ સારી છે તે મધ્યમ છે

જેની ગઈકાલ સારી ન હતી આજ સારી છે અને આવતીકાલ સારી છે તે ઉત્તમ છે

જેની ગઈકાલ સારી હતી આજ સારી છે અને આવતી કાલ સારી છે તે ઉત્તમોત્તમ છે

૧૫-૧૨-૬૫

૧૯૪૭

દયા એ સૂક્ષ્મ છે જો એ કરતા ન આવડે તો દયા કરનાર દુ ખી થાય છે

૧૫-૧૨-૬૫

૧૯૪૮

વાવ્યુ હોય એ ઉગે છે એ સાધારણ નિયમ છે પણ જો લણવાની ખૂબી હોય તો ગમે તે વાવ્યુ હોય તો પણ મનગમતુ ઉગાડી શકાય છે અને લણી શકાય છે આન્તરિક પ્રવૃત્તિઓમા એ અસાધારણ હકીકત છે

૧૫-૧૨-૬૫

૧૯૪૯

વ્યવહારમાં અધૂરા મૂકેલા કાર્યો અર્થનીય છે. એ વાત અધ્યાત્મમાં કેમ નથી સમજાતી એ એક આશ્ચર્ય છે.

૧૫-૧૨-૬૫

૧૯૫૦

ઘણાં ઘણાં પ્રયત્નો છતાં ન બનતી વાત સમય આવે સહજમાં પતી જાય છે.

૨૧-૧૨-૬૫

૧૯૫૧

વાતનો મર્મ ન સમજી શકે તેની સાથે વાત ટૂંકમાં કરતા શીખવું એ હિતકર છે.

૨૧-૧૨-૬૫

૧૯૫૨

મર્મભેદી વાત ખેદને જન્મ આપે છે ને મર્મગ્રાહી વાત વેદને જન્મ આપે છે. (વેદ એટલે જ્ઞાન).

૨૧-૧૨-૬૫

૧૯૫૩

જગતના જીવો વસ્તુને એક અપેક્ષાએ જોવે છે. જો ગમતી અપેક્ષા હોય તો વસ્તુને વખાણે છે અને ન ગમતી હોય તો વખોડે છે. અનેકાંત જુદી જુદી અપેક્ષાએ જોવાનું શિખવે છે. પણ એ શિખવું સહેલું નથી. જો એ શિક્ષણ થોડું થોડું પણ મળી જાય તોજીવનમાં ઘણો ઘણો લાભ થાય.

૨૨-૧૨-૬૫

૧૯૫૪

કોઇને પણ માટે એકાગી અભિપ્રાય બાધવો એ હિતકર નથી અને બધાઈ ગયેલા અભિપ્રાયને ફેરવી ન શકાય એવી રીતે પકડી રાખવો એ ખૂબ જ નૂકશાન કરનાર છે

૨૨-૧૨-૬૫

૧૯૫૫

અજ્ઞાની જીવો શબ્દની સાઠમારીમાથી ઉચા નથી આવતા જ્યારે જ્ઞાની જીવો સતત કર્તવ્યપરાયણ રહે છે તેઓને બોલવાનુ ઓછુ હોય છે વિશેષ વાત તો તેમના કાર્યો જ કહેતા હોય છે

૨૨-૧૧-૬૫

૧૯૫૬

મૂર્ખ માણસ પોતાની વાત સમજાવવા માટે સો શબ્દ વાપરે છે એજ વાત સુજ્ઞ એકજ શબ્દમા સમજાવી દે છે

૨૨-૧૨-૬૫

૧૯૫૭

મૂર્ખને સમજાવવાનુ કાર્ય મૂર્ખને જેટલુ ફાવે છે તેટલુ સુજ્ઞને નથી ફાવતુ એમ નહિ સુજ્ઞને ફાવતુ જ નથી

૨૨-૧૨-૬૫

૧૯૫૮

કોઇ કોઈ વખત સમજુ અને ડાહ્યા માણસો એવી ભૂલ કરી બેસતા હોય છે કે તે ભૂલ અણસમજુ અને મૂર્ખ માણસોને સુધારવાનો અવસર મળે છે

૨૫-૧૨-૬૫

૧૯૫૯

ભૂલ કર્યા પછી પણ તે ભૂલને સુધરવા ન દે, કોઈ બીજો સુધારતો હોય તો દુઃખી થાય તે મૂર્ખ, પણ સુધરતી જોઇને રાજી થાય એ સમજુ.

૨૫-૧૨-૬૫

૧૯૬૦

પ્રેરણાના પીયુષ પાનાર વિશ્વમાં વિરલા હોય છે. પણ તે પીનારા-બરાબર પીનારા તો તેથી પણ વિરલા હોય છે.

૨૫-૧૨-૬૫

૧૯૬૧

પોતાની ભૂમિકાનો વિચાર કર્યા વગર બીજાના અનુભવને અનુસરનારને સહન કરવું પડે છે.

૩૦-૧૨-૬૫

૧૯૬૨

સ્ત્રી અને માતા એ બન્ને ભિન્ન છે સ્ત્રીને સામાન્ય શબ્દ છે. અને માતા એ વિશેષ શબ્દ છે.

સ્ત્રીમાં બહુલતાએ નિન્દભાવ રહ્યો છે. જ્યારે માતામાં બહુલતાએ પૂજ્યભાવ રહેલો છે.

બાળકને જન્મ દેવા માત્રથી સ્ત્રી માતા બની જતી નથી.

આજ કાલ સ્ત્રીમાં માતૃત્વ ખૂબ ઓછું જોવામાં આવે છે સ્ત્રીમાં સ્રીત્વ વધુ પડતું વધી ગયું છે. સ્ત્રીત્વના સહચારી છે માયા, અસત્ય, ઈર્ષ્યા અને વિલાસ, જયારે માતૃત્વના સહચારી છે વાત્સલ્ય, ત્યાગ અને સહિષ્ણુતા

સમજુ ભણેલી કે અણસમજુ નહિ ભણેલી નારી જો તેના મૂળભૂત ભેદને સમજી લે તો વિશ્વમા વિમળતા વધતા વાર ન લાગે

વિશ્વમા જે કાઇ વિરૂપતા જણાય છે તેની મોટી જવાબ દારી નારી ઉપર છે કારણ કે બાળકના ઉછેરનો ભાર કુદરતે તેને સોપ્યો છે અને તે ભારને નારી ગભીરતા પૂર્વક વહન નથી કરતી એ સ્પષ્ટ છે

સ્પષ્ટ શબ્દમા કહીએ તો એ ભારવહન કરવાની જે નારી વૃત્તિ નથી ધરાવતી તેને માતા બનવાનો કોઇ અધિકાર નથી આટલી વાત જો વિશ્વ સમજશે તો કરવા જેવુ ઘણુ ઘણુ કર્યું ગણાશે

૫-૧-૧૯૬૬

૧૯૬૩

પુરૂષે સ્ત્રીમા અનેક રૂપો સમાયા છે એ જાણવા અને જોવા માટે ઘણો ઘણો પ્રમાણિક પ્રયત્ન કરવાની જરૂર છે

૫-૧-૧૯૬૬

૧૯૬૪

વાસનાને તૃપ્ત કરવામા પૌરુષ નથી પણ ખરૂ પૌરુષ તો વાસનાને જીતવામા છે

૫-૧-૬૬

૧૯૬૫

જુદા જુદા અનેક વમળોમાં ભયકર વમળ કોઇ હોય તો તે વિચારવમળ છે

૫-૧-૬૮

૧૯૬૬

કોઇ પણ પદાર્થનું સ્વરૂપ દર્શન કરાવવું તે તેની નિન્દા કે પ્રશંસા નથી. એ જ પ્રમાણે વ્યક્તિપરત્વે સમજવું પણ તે કરાવનાર યોગ્ય જોઇએ.

૫–૧–૬૬

૧૯૬૭

ભ્રમ કરતા વિભ્રમ વિશેષ ભયંકર છે. ભ્રમમાંથી છૂટી શકાય છે પણ વિભ્રમમાંથી છૂટી શકાતું નથી.

વિભ્રમનો અર્થ વિલાસ છે. ૫–૧–૬૬

૧૯૬૮

માઇલ અને ફાઇલમાં મોટો ફેર એ છે કે માઇલનો છેડો આવે છે. પણ ફાઇલનો છેડો આવતો નથી.

૫–૧–૬૬

૧૯૬૯

વિષમ કાળમાં ધર્મ દુર્લભ એટલા માટે છે કે ધર્મના વિરોધી શસ્ત્રો વિષમ કાળમાં તીક્ષ્ણ તીવ્ર અને વિપુલ હોય છે.

૫–૧–૬૬

૧૯૭૦

ધર્મમાં જોડાએલા આત્માઓ પણ જ્યારે ધર્મનું સ્વરૂપ સમજવામાં બેદરકારી રાખે છે, ત્યારે તેમના પ્રત્યે જે કરૂણા જન્મે છે તે કરૂણા ધર્મમાં નહિ જોડાએલા પ્રત્યે નથી જન્મતી.

૫–૧–૬૬

૧૯૭૧

તમને મળેલી કોઈપણ પ્રકારની સિદ્ધિનો ઉપયોગ તમારા અંગત બાહ્ય સ્વાર્થ સાધવામા કરતા ખૂબ ખૂબ વિચાર કરજો એ સ્વાર્થ તો સિદ્ધ થશે પણ સિદ્ધિને ભોગે જ્યારે પરમાર્થ માટે ઉપયોગ કરશો તો સિદ્ધિ વધતી જશે અને બાહ્ય પ્રાપ્તિ મળશે તે ગમશે નહિ, જોઈએ તે કરતા પણ અધિક મળશે

૫-૧-૬૬

૧૯૭૨

તમારા અંતરના દ્વાર એવા બનાવો કે જેમા દુર્ગુણોને પ્રવેશ કરતા થોભવુ પડે પણ ગુણોનો પ્રવેશ રોકટોક વગર સહજ થાય

૫-૧-૬૬

૧૯૭૩

પેટમા મળ વધી જાય છે ત્યારે ખાવાની રુચિ ઘટી જાય છે એ પ્રમાણે મનમા મળ વધી જાય છે ત્યારે શાસ્ત્ર શ્રવણની રુચિ ઘટી જાય છે

૫-૧-૬૬

૧૯૭૪

અંગત સ્વાર્થ 'મેળ'ના છત્રને ઉડાડી મૂકે છે પછી જે રહે છે તે સ્પષ્ટ જ છે

૫-૧-૬૬

૧૯૭૫

તમારું હિત ચાહનારા તમને કાઇપણ કહે ને તે તમને ન સમજાય, ન રુચે તો પણ તેમના પ્રત્યે નિરૂપ ભાવ સ્વરને

પણ કરતા નહિ, એથી ઘણો ગેરલાભ તમને થશે કે જે ભરદાસી કરી શકાશે નહિ.

૫–૧–૬૬

૧૯૭૬

જે માણસને તેની ભૂલ સમજાવનાર કોઇ નથી તેના જેવો દુર્ભાગી વિશ્વમાં અન્ય કોઈ નથી.

૫–૧–૬૬

૧૯૭૭

વિશ્વમાં વર્તુલ ગમે તેટલું હોય પણ તેમાં પોતાના અને પરાયા તારવાનું કામ કઠિન છે. તે તારવવામાં ભલભલા ભૂલ કરે છે.

૫–૧–૬૬

૧૯૭૮

જે ભૂલ પોતે સુધારી શકે નહિ તેવી ભૂલ કદાપિ કરતાં નહિ.

૫–૨–૬૬

૧૮૭૯

સમ્યગ્દર્શન પામ્યા પછી જીવમાં એક એવો ગુણ પ્રગટે છે કે જેના બળે તે ટાળી શકાય એવી ભૂલ ટાળે છે. અને અને ટાળી ન શકાય એવી ભૂલને ટાળવા માટે તત્પર રહે છે.

૫–૧–૬૬

૧૯૮૦

વિશ્વાસઘાત કરનાર જેનો વિશ્વાસઘાત કરે છે તેનું જેટલું નુકશાન કરે છે, તેથી કેઈ ગુણુ નુકશાન પોતાનું કરે છે એ વાત તેને પાછળથી સમજાય છે.

૫–૧–૬૬

૧૯૮૧

વિશ્વાસ મૂકતા વિચાર કરો, મૂકયા પછી નહિ
૫-૧-૬૬

૧૯૮૨

સંસારના કાર્યો કરવાની બધી કળા ધર્મકાર્યો કરવા માટે વાપરવા જેવી નથી તેમા વિવેક કરવો જરૂરી છે
૫-૧-૬૬

૧૯૮૩

નિખાલસ શત્રુથી ડરવાની જરૂર નથી પણ માયાવી મિત્રથી ડરવાની ખાસ જરૂર છે ૬-૧-૬૬

૧૯૮૪

તમે કોઈની પણ પાસેથી કામ લઈ શકો તેમ છો પણ જો તમારામાં વિચારની સ્પષ્ટતા, ચોકસાઈ અને સ્વાર્થ રહિતતા નહિ હોય તો તમે તમારી પાસેથી પણ કામ નહિ લઈ શકો
૬-૧-૬૬

૧૯૮૫

જે જેના વચનને નથી અનુસરતો તે ખરેખર તે વ્યક્તિને નથી અનુસરતો. વ્યક્તિ પ્રત્યે અનુરાગ છે પણ તેના વચન પ્રત્યે નથી તે વદતોવ્યાઘાત જેવુ છે ૬-૧-૬૬

૧૯૮૬

વિશ્વમા વિશિષ્ટ વ્યક્તિઓની નિકટતા પ્રાપ્ત કરવાનો સુન્દર ઉપાય તેમના વચન પ્રત્યેનો પ્રેમ છે તો પરમાત્માના વચન પ્રત્યેનો પ્રેમ તેમની નિકટતા પ્રાપ્ત કરાવે તેમા શુ ?
૬-૧-૬૬

૧૯૮૭

સરવાળા બાદબાકી જેવા કાર્યોમાં મૂર્ખ માણસો ફસાઇ પડે છે પણ તેઓને બીજા ઉગારી લે, છે પરંતુ જ્યારે એવા કાર્યોમાં ભણેલા ફસાઇ પડે છે ત્યારે તેમને ઉગારવાનું કાર્ય પણ કપરૂં બની જાય છે.

૬-૧-૬૬

૧૯૮૮

સુખ અને દુઃખની સાચી સમજણ વગર એ બન્ને ક્યાં છે અને ક્યાંથી આવે છે એ નહિં સમજાય, એટલે એ અંગેની ભૂલ સુધરશે જ નહિં.

૬-૨-૬૬

૧૯૮૯

અનુમોદનાથી પણ જીવ ઘણો આગળ વધી જાય છે પણ અનુમોદના કરતા શિખવું જોઈએ. એમાં ઘણી આવડત જોઇએ છે. નહિં તો અનુમોદના ન ગણાય.

૧૪-૧૧-૬૬

૧૯૯૦

તમારા કર્મોનો પ્રવાહ કઇ તરફ વહે તેના પર તમારી ઉન્નતિનો આધાર છે.

૧૪-૧૧-૬૬

૧૯૯૧

તમારા જીવનપ્રવાહને શુભમાં વહેતો કરવા માટે તમે કાંઇ પણ પુરુષાર્થ કરો છો કે નહિ એ વિચારજો. જીવવા માટે તો તમારો પુષ્કળ પુરુષાર્થ છે. તેમાંથી યોગ્ય રીતે થોડો પણ પુરુષાર્થ જીવનને યોગ્ય માર્ગે વાળવામાં કરો તો તેથી

શો લાભ થાય છે, એ તમને અઘરૂં નહિ રહે ફકત એક વખત કરી જુઓ

૧૪-૧-૬૬

૧૯૯૨

આત્માના લાભ મળે તેમા પાછળ રહેશો નહિ કદાચ કારણવશ રહી જવાય તો તેનો ખટકો પણ ન રહે એવી સ્થિતિમા તો કદી પણ મૂકાશો નહિ

૨૧-૧-૬૬

૧૯૯૩

સાભળેલુ વિવેક ચાલણીથી ચાળીને રાખવા જેવુ રાખજો ને બીજુ કાઢી નાખજો

૨૫-૧-૬૬

૧૯૯૪

તમારૂં મૂલ્ય તમે ઘટાડી શકો છો અને વધારી શકો છો-વર્તનથી

૨૫-૧-૬૬

૧૯૯૫

જ્ઞાનીની ટકોરને નહિ સહન કરનારને અજ્ઞાનીના ટપલા સહન કરવા પડે છે

૨૫-૧-૬૬

૧૯૯૬

હિતકર કહેનારા પ્રત્યે જેટલુ બહુમાન હશે તેટલુ તેનુ ફળ મળશે

૨૫-૧-૬૬

૧૯૯૭

દૃષ્ટિરાગી આત્માં જેના પ્રત્યે રાગ ધરાવે છે, તેનું પણ અક્ષમ્ય અહિત (બાહ્યદૃષ્ટિએ) કરે છે એ વાત તેને જ્યારે કાંઈક સમજણના ઘર તરફ વળે છે ત્યારે સમજાય છે, બાકી એ પણ એ સમજી શકતો નથી.

૨૧-૨-૬૬

૧૯૯૮

દ્વેષ કરતાં દૃષ્ટિરાગ વિશેષ ભયંકર છે. ૨૧-૨-૬૬

૧૯૯૯

મૂર્ખની સાથે સ્વર્ગમાં જવાનું છે અને જ્ઞાનીની સાથે નરકમાં જવાનું છે આ બેમાં તમને પસંદ કરવાનું કહે તો તમે શું પસંદ કરો, જરા સમજીને સ્વસ્થતા પૂર્વક જવાબ આપજો ને પછી તમે અત્યારે કઈ સ્થિતિમાં છો તેનો વિચાર કરજો. ૧૧-૨-૬૬

૨૦૦૦

મોહ તમને શરૂઆતમાં મીઠાશ બતાવે છે. પછી એ મીઠાશનું આછું પાતળું-અતિશય પાતળું પડ ક્ષણમાત્રમાં ઓગળી જાય છે પછી તો એકલી કડવાશ ભરેલી હોય છે. વિચિત્રતા તો એ છે કે એ કડવાશથી છૂટી શકવું મુશ્કેલ બની જાય છે.

૧૧-૨-૬૬

૨૦૦૧

અનન્તા મીંડાનો સરવાળો જો એકને આંબી શકે તો સંસારના સર્વ સુખો સિદ્ધના એક સુખને આંબી શકે.

૧૧-૨-૬૬

૨૦૦૨

દરેક આત્મા શુદ્ધ છે એવુ એક દર્શન ગમે તે સ્થિતિમા રહેલા આત્મા પ્રત્યે સમભાવ કેળવવામા સમર્થ બને છે

૧૧-૨-૬૬

૨૦૦૩

કાર્યની સુન્દર સમાપ્તિનો આનદ સહુકોઇ એક સરખો માણી શકતા નથી પણ તેમા જેઓ સાત્ત્વિક રહ્યા હોય છે. તેઓ તો સારી રીતે આનન્દાનુભવ કરે છે

૧૧-૨-૬૬

૨૦૦૪

વિશિષ્ટ કાર્યનો પ્રારભ ચિન્તાપૂર્વક થાય છે, કાર્યકાળ કાળજી અને શ્રમ માગે છે અને તેની યોગ્ય સમાપ્તિ મદ અને સમ્પદ પૂર્વક થાય છે

૧૭-૩-૬૬

૨૦૦૫

પોતાની શક્તિનો વિચાર કર્યા વગર કરાતા કાર્યો બીજા અનેક કાર્યોના બારણા બધ કરી દે છે

૧૭-૩-૬૬

૨૦૦૬

કળા એ કામણ છે ૧૭-૩-૬૬

૨૦૦૭

કામણ સારા અને નરસા બન્ને પ્રકારના હોય છે

૧૭-૩-૬૬

૨૦૦૮

સંતોની સગાઈ સ્વાર્થથી ભલે કરો પણ તે સ્વાર્થ પૂરતી ન રાખતા. આટલું કરશો તો પણ તમને ઘણો લાભ થશે.

૧૭-૩-૬૬

૨૦૦૯

કાર્ય પત્યા પછી ઓળખાણને ભૂલી જનારને ખરે અવસરે કોઈ ઓળખતું નથી.

૧૭-૩-૬૬

૨૦૧૦

સંસાર એ એક જાદુ છે. ૧૭-૩-૬૬

૨૦૧૧

નાટકમાં તમને જે ભજવવા માટે સોંપાયું છે તે બરાબર ભજવશો તો તમને આગળ ઉપર ઉત્તમ પાત્રરૂપે ગોઠવવામાં આવશે.

૧૭-૩-૬૬

૨૦૧૨

આત્મહિતકર કાર્ય કરવામાં કદીપણ શરમ અનુભવો નહિં, ભલે પછી તે સંસારની દૃષ્ટિએ વિચિત્ર ગણાતું ન હોય.

૧૭-૩-૬૪

૨૦૧૩

એવું કાંઈક કરો કે તમને દેવો રીઝવવા ઇચ્છે.

૧૭-૩-૬૬

૨૦૧૪

જો તમે આત્માને માનો છો તો તેને માટે તમે શુ કરો છો? આ પ્રશ્ન રોજ એક પણ દિવસ પડયા વગર પૂછજો, છ મહિને તેનો ઉત્તર મળી જશે

મારુ હિત શુ છે? અને એ હિત સાધવામા સહાય કોણ કરે છે? એ વિચારણા સતત કરવાથી તમને ચાલુ જીવનમા ઘણો ફેરફાર કરવાની પ્રેરણા આપશે

૧૭-૩-૬૬

૨૦૧૫

પ્રશસ્ત કષાયોમા આત્મા કષાયોનો ઉપયોગ કરે છે અને અપ્રશસ્ત કષાયોમા કષાયો આત્માનો ઉપયોગ કરે છે

૧૭-૩-૬૬

૨૦૧૬

અસ્વસ્થપણે કોઈપણ મહત્ત્વનો નિર્ણય લેતા નહિ

૧૭-૩-૬૬

૨૦૧૭

સમજીને કરેલુ નુકશાન અણસમજુના લાભ કરતા લાખગણુ સારૂ છે

૧૭-૩-૬૬

૨૦૧૮

નીતિ બદલાય છે પણ ધર્મ બદલાતો નથી.

૧૭-૩-૬૬

૨૦૧૯

ધર્મ એ અનેકાર્થ શબ્દ બની ગયો છે. માટે એનો બળતો ઉપયોગ ઘણો થઇ રહ્યો છે.

૧૭–૩–૬૬

૨૦૨૦

આસોના વાદળા ઉકળાટ નથી ઉપજાવતા તો વરસતા પણ નથી. ૧૭–૩–૬૬

૨૦૨૧

ફાંફાં મારવાથી કાર્યસિદ્ધિ થતી નથી.

૧૭–૩–૬૬

૨૦૨૨

કાળ, સ્વભાવ, નિયતિ, કર્મ અને પુરુષાર્થ એ કાર્યમાત્ર પ્રત્યે સાધારણ કારણ છે. અને કાર્યવિશેષ પ્રત્યે વિશેષ કારણ છે. વિશેષ કારણની જેમ જેમ સમજણ આવતી જાય છે તેમ તેમ કાર્યસિદ્ધિ સરળ થતી જાય છે. એ ગેરસમજ બધી ગૂંચવણ જન્માવે છે.

૧૭–૩–૬૬

૨૦૨૩

પૂર્વમાં જવું હોય તો પશ્ચિમ દિશા તરફ ગતિનો ત્યાગ કરવો અનિવાર્ય છે. ૧૭–૩–૬૬

૨૦૨૪

મહાન આત્માઓની મહત્તા તરફ જ ન ખેંચાવ, તેમની સાધના પણ જુઓ.

૧૭–૩–૬૬

૨૦૨૫

મળે છે એથી શુ ? એ ફળે છે કે નહિ તેનો વિચાર કરો ૧૭-૩-૬૬

૨૦૨૬

યોગ્ય આત્માઓના સાનિધ્યમા કરાતુ અયોગ્ય વર્તન પોતાને તો નુકશાન કરે છે પણ યોગ્ય આત્માઓને પણ તેથી સહન કરવુ પડે છે

૧૭-૩-૬૬

૨૦૨૭

તમે તમારા કાર્યને યોગ્ય માનો તેથી તે યોગ્ય થઈ જતુ નથી ૧૭-૩-૬૬

૨૦૨૮

ફોટો પડાવવા માત્રથી ફોટો પડતો નથી ૨૯-૩-૬૬

૨૦૨૯

છબી જોઈને વ્યક્તિનુ મૂલ્યાકન કરનારા ભૂલ કરે છે

૨૯-૩-૬૬

૨૦૩૦

અસાવધ આત્મા ફસાઇ પડે છે ૨૯-૩-૬૬

૨૦૩૧

મૂળની મહત્તા નહિ સમજનારને ફળ ક્ષણ માત્ર માટે છે ને બીજાને સદાકાળ–

૨૯-૩-૬૬

૨૦૩૨

ઘઉંમાંથી કાંકરા વીણવાનું કાર્ય અને કાંકરામાંથી ઘઉં વીણવાનું કાર્ય એ બેમાં સહેલું કાર્ય કયું છે? અને કઠિન કાર્ય કયું છે? એ જેમ જેમ વિચારવામાં આવશે તેમ તેમ ઘણી વાતો સમજાશે ને તમને લાગશે કે તમે કેવું કાર્ય કરી રહ્યા છે.

૨૯-૩-૬૬

૨૦૩૩

એન્જીન આગળ ચાલે કે પાછળ પણ એન્જીન એ એન્જીન છે. અને ડબ્બા એ ડબ્બા છે.

૨૯-૩-૬૬

૨૦૩૪

તમે, અમને કોઈ પૂછે— એવું ઈચ્છશો, તો તમને કોઈ નહિ પૂછે બાકી તમે પૂછવા જોગ હશે તો તમને પુછવું જ પડશે.

૨૯-૩-૬૬

૨૦૩૫

અત્યન્ત અયોગ્ય દાન આપવા કરતાં ન આપવું એ અપેક્ષાએ સત્ય છે.

૨-૪-૬૬

૨૦૩૬

પોતાના દાનનાં સંસ્કાર ખીલવવા માટે યોગ્યાયોગ્યની બહુ વિચારણામાં ઉતરવા જેવું નથી એથી સ્વસંસ્કારના નાશનો મોટો ગેરલાભ થાય છે.

૨-૪-૬૬

૨૦૩૭

અયોગ્ય આત્માને સવળા સયોગોની અસર અવળી થાય છે ૧-૫-૬૬

૨૦૩૮

યોગ્ય આત્મા સવળા યોગને સવળા કરવાની અદ્ભુત કળા જાણે છે એ જોવા જેવુ છે જાણુવા જેવુ છે ને શિખવા જેવુ છે

૧-૫-૬૬

૨૦૩૯

વિપરીત પરિસ્થિતિમા સતપુરુષોને કારણભૂત માનવા એ વિપરીત પરિસ્થિતિને વિશેષ વિપરીત કરવામા પરમ કારણ રૂપ બને છે ૧-૫-૬૬

૨૦૪૦

ભાગ્ય બળવાન બનાવવા માટે પુરુષાર્થ કરવાની આવશ્યકતા છે એ વાત સમજાય તો પણ ઘણુ છે

૧-૫-૬૬

૨૦૪૧

જે જીવ પોતાની શક્તિ ગોપવતો નથી તેનુ કાર્ય વિલબે પણ સિદ્ધ થયા વગર રહેતુ નથી

૧-૫-૬૬

૨૦૪૨

અશક્ત કરતા સશક્ત આત્મા ઉત્તમ છે એની શક્તિનો સદુપયોગ કરવાની તક છે

૧-૫-૬૬

૨૦૪૩

પગ અશક્ત હોય તો ગતિ થાય અને પગ સશક્ત હોય તો પ્રગતિ થાય. ૧-૫-૬૬

૨૦૪૪

વચન કહેવું સહેલું છે પણ સહન કરવું કઠિન છે.

૧૩-૫-૬૬

૨૦૪૫

સોટીથી વિનયની કસોટી થાય છે. ૧૩-૫-૬૬

૨૦૪૬

વિનયની પરીક્ષા પ્રસંગે થાય છે. જેમ પ્રેમની.

૧૩-૫-૬૬

૨૦૪૭

અવિવેકીને ગુણ અવગુણ રૂપે પરિણમે છે.

૧૩-૫-૬૬

૨૦૪૮

જેને માથે મોડ નથી તેનો તોડ આવી શકતો નથી.

૧૩-૫-૬૬

૨૦૪૯

નામથી કામ થાય છે પણ નામ શાથી થાય છે તે જાણવું ખૂબ જરૂરી છે. ૧૩-૫-૬૬

૨૦૫૦

'સત્તો સત્તો ન હોઇ' (સક્ત : શક્તો ન ભવતિ)

૧૩-૫-૬૬

૨૦૫૧

ઘણુ ખાય છતા પણ પચાવે નહિ તો ભારે થઈ પડે છે એજ પ્રમાણે ઘણુ વાચે પણ પચાવે નહિ તો એવુ જ થાય છે ૧૪-૫-૬૬

૨૦૫૨

અભક્ષ્યનુ ભક્ષણ કેમ ન થાય એ પ્રશ્ન કરનાર શરીર અને રસનાનુ માત્ર લક્ષ્ય રાખીને કરે છે જો આત્માનુ લક્ષ્ય રહે તો તેનો ઉત્તર સમજવો કઠિન ન પડે

૧૪-૫-૬૬

૨૦૫૩

અસમજ કરતા અધુરી સમજ અપેક્ષાએ અતિશય ભયંકર છે ૧૪-૫-૬૬

૨૦૫૪

તમને ન આવડતુ હોય તો ન કરો એ ચાલશે પણ ન આવડતુ હોય છતા આવડે છે એમ માની કરશો, એ નહિ ચાલે ૧૮-૫-૬૬

૨૦૫૫

તમને આવડતુ હોય તે કાર્ય કરવાની સર્વ સંયોગો છતા તમે નહિ કરો તો પાછળથી તમારે ઘણુ શોષવુ પડશે ૧૮-૫-૬૬

૨૦૫૬

બધુ સારૂ હોય શરીર સારૂ હોય રૂપ સારૂ હોય અવાજ સારો હોય-પણ સમજ ન હોય તો બધુ નકામુ છે

સમજ ઉપર સર્વ આધાર છે. બીજી ખામી હોય પણ સમજ સાચી હોય તો સર્વત્ર આદર પ્રાપ્ત થાય છે.

સમજની કિંમત ઘણી છે.

૧૯–૫–૬૬

૨૦૫૭

યોગ્ય આત્માની આજ્ઞાને આધીન રહેનાર બચી જાય છે, ને આગળ વધે છે.

૧૬–૫–૬૬

૨૦૫૮

જીવનનું ધ્યેય શું? એ વિચારણા સતત રહેવી જોઇએ એ વિચારમાંથી ધ્યેય બરાબર છે કે નહિં? એ ધ્યેય તરફ આગળ વધાય છે કે નહિ? એ સમજણ આવે તો ધ્યેય સિદ્ધ થાય.

૨૦–૫–૧૯૬૬

૨૦૫૯

ઉપયુક્ત ચિરસ્થાયિ કાર્ય માટે શ્રમ એ વ્યાજબી ગણાય પણ તુચ્છ અને અલ્પસ્થાયિ કાર્ય માટે વધુ પડતો શ્રમ એ વ્યાજબી ન ગણાય.

૨૪–૫–૬૬

૨૦૬૦

વ્યર્થ વાણીવિહારથી વચનશક્તિ ક્ષીણ થાય છે.

૨૪–૫–૬૬

૨૦૬૧

ઉત્તમ પદાર્થો ઉત્તમ જીવોના ઉપયોગમાં આવે છે ત્યારે

૨૦૬૭

સૂર્ખ માણસ સારા માણસનું અનુકરણ કરવા જાય છે તે મૂર્ખતામાં વધારો કરે છે. કારણ કે તેને સમય અને સંયોગોનું ભાન હોતું નથી.

૨૪-૫-૬૬

૨૦૬૮

બુદ્ધિમાન સમય અને સંયોગોનાં બાહ્ય સુખને બચાવે છે. જ્યારે જ્ઞાની આત્માને.

૨૪-૫-૬૬

૨૦૬૯

મલિનતા શુદ્ર જીવોને જન્મ આપે છે, મનની મલીનતા શુદ્ર વિચારોને જન્મ આપે છે.

૨૪-૫-૬૬

૨૦૭૦

સ્વચ્છતા સ્વચ્છ મનવાળાને ગમે છે. મલિન મનવાળાને ગમતી નથી.

૨૪-૫-૬૬

૨૦૭૧

જડ જીવોને કાર્ય કરતાં આવડતું નથી અને તેઓ કાર્ય કરવાનો આગ્રહ રાખતો હોય છે.

૨૪-૫-૬૬

૨૦૭૨

અનુમોદના અને સ્વાર્થભર્યા ખોટા વખાણ એ બેમાં પ્રકાશ અને અન્ધકાર જેટલું અંતર છે.

૨૪-૫-૬૬

૨૦૭૩

જેને બોલતાં આવડતું નથી તેને માટે મૌન એ પરમ ભૂષણ છે, એટલું જ નહિ પણ રક્ષણ છે

૨૪-૫-૬૬

૨૦૭૪

શક્તિસંપન્ન આત્માઓ અવસર વગર બોલતા નથી, એટલે તેઓ અશક્ત છે એવું સ્વપ્ને પણ માનતા નહિ

૨૪-૫-૬૬

૨૦૭૫

ઉંચા રસોના આસ્વાદનો અભિલાષ આત્માને ઉંચે ચડાવે છે ૨૭-૫-૬૬

૨૦૭૬

તુચ્છ જીવોને ઉંચા રસોમા રસ પડતો નથી તેથી તેઓ એવી સ્થિતિમા નીચે ઉતરી જાય છે ને પછી નીચી સ્થિતિમા આનંદ અનુભવે છે

૨૭-૫-૬૬

૨૦૭૭

નફ્ટ-જીવને વારવાર 'ફટ' કહેનારા મળે છે, પણ તેની તેને અસર થતી નથી, માટે નફ્ટ ગણાય છે.

૨૭-૫-૬૬

૨૦૭૮

ઉંચી ભૂમિકાઓને અનુસરવાની વૃત્તિ નહિ કેળવનાર અને ઉંચે જવાની ઈચ્છા કરનાર વન્ધ્ય વિચારણા ધરાવતો રહે છે - ૨૭-૫-૬૬

૨૦૭૯

ફરજ અદા કરવી એ વિનય નથી એ તો કોઈ જુદી જ ચીજ છે. ૨૭–૫–૬૬

૨૦૮૦

નયથી વિનય ઘણો જ આગળ છે ૨૭–૫–૬૬

૨૦૮૧

વિષમકાળમાં વેઠીયાઓની લંગર લાગી હોય છે.

૨૭–૫–૬૬

૨૦૮૨

વિજ્ઞાન વિશિષ્ટ જ્ઞાન આપે છે અને વિરૂદ્ધ જ્ઞાન પણ આપે છે. તેનો વિવેક રાખવાની ખાસ જરૂર છે.

૨૭–૫–૬૬

૨૦૮૩

ધર્મતંત્રને સુવ્યવસ્થિત રાખવા માટે જે કષાયોનો ઉપયોગ છે તે પ્રશસ્ત છે, પણ કષાય એ ધર્મ નથી.

૨૭–૫–૬૬

૨૦૮૪

ખાડામાં પડીને બહાર કાઢવાની બૂમ પાડનાર મૂર્ખ છે

૨૭–૫–૬૬

૨૦૮૫

ખેંચતાણુ કરી દોરને તોડી નાખનાર ખલ છે.

૨૭–૫–૬૬

૨૦૮૬

ખોરાકની અલ્પતા એ ઉંચી ગતિની નિશાની છે

૨૭-૫-૬૬

૨૦૮૭

પેટને ખાતર, ખાતર પાડનારા પણ પાપી છે

૨૭-૫-૬૬

૨૦૮૮

પોતાને ધર્મી કહેવડાવવાની ઇચ્છાવાળો ખરેખર ધર્મ સમજ્યો નથી

૨૭-૫-૬૬

૨૦૮૯

અમે નહિ હોઇએ તો ધર્મનું શું થશે ? એવી ચિંતા ન કરો, પણ ધર્મ નહિ હોય તો અમારૂં શું થશે ? એવી ચિંતા સતત કરો

૨૭-૫-૬૬

૨૦૯૦

પાડામૂડ હજામ અસ્ત્રાનો વાંક કાઢે છે બુદ્ધિનો બેલ પુસ્તક ને પ્રાધ્યાપકનો વાંક કાઢે છે, તેમ નિર્ભાગી પરિસ્થિતિનો વાંક કાઢે છે

૨૭-૫-૬૬

૨૦૯૧

બુદ્ધિના બ્રહ્મચારી કાં તો ગાય, કાં તો ખાય, નહિ તો સોજાય

૨૭-૫-૬૬

૨૦૯૨

ગર્વ કરનાર જીવે, ક્ષણ માત્ર સ્વસ્થ થઈને વિચારવું કે, એવી કઈ ચીજ તારી પાસે છે કે જેને આધારે તું ગર્વ લે છે? ગર્વ લેવા જેવી ચીજ પ્રથમ પ્રાપ્ત કર પછી ગર્વ ગળી જશે.

૨૮–૫–૬૬

૨૦૯૩

ગર્વ અને ગૌરવમાં અન્તર છે. એકમાં મલિનતા છે અને બીજામાં કુલીનતા છે.

૨૭–૫–૬૬

૨૦૯૪

ઘમંડના ઘેરામાંથી એક વખત બહાર નીકળો પછી તમને જણાશે બહાર કેટલી શાંતિ છે.

૨૮–૫–૬૬

૨૦૯૫

અશુભના ઉદયે અશુભ સૂઝે પણ તે અમલી બનાવવામાં ન આવે તો અશુભનો અન્ત વહેલો આવે છે.

૩૦–૫–૬૬

૨૦૯૬

રસ્તો મળવો મુશ્કેલ છે પણ મળ્યા પછી તેના પર ચાલવું એ ઘણું જ મુશ્કેલ છે.

૩૦–૫–૬૬

૨૦૯૭

સારૂં અને સ્થિરતાથી કાર્ય હશે તો તેનો લાભ લેનાર

નીકળશે બાકી તુચ્છકાર્યના લાભ લેનારા ઘણા છે એમ વિચારીતે તુચ્છકાર્ય કરવાની વૃત્તિ રાખવી એ વિશિષ્ટતા છે

૩૧-૫-૬૬

૨૦૯૮

ઉત્તમ પાત્રોનો વિશેષ લાભ લેવાની કળા ઘણા પ્રયત્ને પણ શિખવા જેવી છે

૧-૬-૬૬

૨૦૯૯

તમને કોઇ કારણસર અવળા પડયા હોય તેથી ઉત્તમ પદાર્થોની કિંમત ઘટાડવાની ભૂલ કરતા નહિ.

૧-૬-૬૬

૨૧૦૦

વિષયોની ઝંખના એ અશુભોદય છે એવી સમજણથી પણ ઘણો લાભ મળે છે

૧-૬-૬૬

૨૧૦૧

બિજાને નિયાણુ કરવાનુ મન થાય એવા વિષયો પણ દૂર કરવાની વૃત્તિ જાગે એ નિકટ મોક્ષગામિતાની નિશાની છે

૧-૬-૬૬

૨૧૦૨

વિષયો જો તમને ખેચતા હોય તો તે મમારની નિશાની છે વિષયો જો તમારી તરફ ખેચાતા હોય તો તે પુણ્યની

નિશાની છે. અને મળેલા વિષયો જો તમને મૂંઝવતા ન હોય તો તમે નિકટ ભવસિદ્ધિ છો.

૨-૬-૬૬

૨૧૦૩

પ્રતિકૂળતાઓ યોગ્ય આત્માને સ્તવપૂર્વક બને છે.

૨-૬-૬૬

૨૧૦૪

અનુકૂળતાઓ અયોગ્ય જીવને પછાડે છે.

૨-૬-૬૬

૨૧૦૫

યોગ્યને મનથી કરેલું નમન આત્માને મનથી પણ કળી ન શકાય એવી ભૂમિકામાં લઈ જાય છે. બાકીનું નમન નમન-વાળી સ્થિતિમાં ખેંચી જાય છે.

૨-૬-૬૬

૨૧૦૬

જડ જીવો કાર્યસિદ્ધિ કરતાં કારણોની આળપંપાળ અતિશય કરતા હોય છે.

૨-૬-૬૬

૨૧૦૭

રાગી મૂર્ખ સહેલાઈથી બની જાય છે.

૨-૬-૬૬

૨૧૦૮

અજ્ઞાની અમથું અમથું કાર્ય બગાડતો હોય છે કે જેથી પોતાના હિતની પણ હાનિ થતી હોય છે.

૨-૬-૬૬

૨૧૦૯

જ્યાં ત્યાં માનુ માગનારના માથામા મોટા ઢીમણા ઉપસી આવે છે જતે દિવસે તેની પીડા તેને અસહ્ય થઇ પડે છે

૨-૬-૬૬

૨૧૧૦

વિશુદ્ધ મને આરાધના કરો, કદી પણ એ અફળ જતી નથી

૫-૬-૬૬

૨૧૧૧

તમારી આરાધના તમને કરડે ત્યારે માનવુ એમા તમે કાંટા ગુથ્યા છે

૫-૬-૬૬

૨૧૧૨

અવળા પરિણામોના આરોપી કોણ છે એ વિચારણા કરતા આપણે તેમા આરોપી છીએ કે નહિ એ વિચારણા વધુ મહત્ત્વની છે

૫-૬-૬૬

૨૧૧૩

વિષયો કરતા પણ વિષયાકાક્ષા વિશેષ વિષમ છે

૬-૬-૬૬

૨૧૧૪

બાધેલુ અશુભ કર્મ ઉદયમા ઘણી વિચિત્ર રીતે આવે

છે કે જેની સમજણ છદ્મસ્થ જીવને પડતી પણ નથી.

૬-૬-૬૬

૨૧૧૫

કેટલીક વખત કેટલાક જીવો એવો અશુભોદય ભોગવતા હોય છે કે તે સમયે તે જીવોને તેનો અશુભોદયને દૂર થાય એવી હિતશિક્ષા પણ તેના અશુભોદયને વધારનારી થાય છે.

૬-૬-૬૬

૨૧૧૬

આવી સ્થિતિમાં જેમ નવા તાવમાં લાંઘણ તેમ તેવા જીવોને કાંઇ ન કહેવું એ જ ઔષધ છે.

૬-૬-૬૬

૨૧૧૭

સ્વાર્થી સ્વાર્થ સાધવા મહેનત તો ઘણી કરે છે પણ તે સ્વાર્થ સાધી શકતો નથી.

પરમાર્થ દૃષ્ટિ વગર સ્વાર્થસિદ્ધિ પર વ્યર્થ છે.

૮-૬-૬૬

૨૧૧૮

સ્વાર્થી બેશરમ હોય છે, નહિં તો ધીરે ધીરે તે બેશરમ બની જાય છે.

૮-૬-૬૬

૨૧૧૯

જેવાની સાથે તેવા થવું એ નીતિ છે અને જેવાની સાથે સારા થવું એ ધર્મ છે.

૮-૬-૬૬

૨૧૭૦

મૂર્ખને કરે એમ કરવા દેવુ એ એક વાત હોવા છતા તેથી તેને તો નુકશાન થાય છે જ, પણ તેની સાથે રહેનારા અથવા તે જેની પાસે રહે છે તેને પણ સહન કરવું પડે છે એટલુ નહિ પણ સારા પ્રમાણમા સહન કરવુ પડે છે

૯-૬-૬૬

૨૧૭૧

વિષમવૃત્ત-પદ્ય નિયમબદ્ધ હોય તો તેની કાવ્યમા ગણના થાય છે

૯-૬-૧૯૬૬

૨૧૭૨

તમે તમારે સીધે રસ્તે ચાલ્યા જાવ તમને કોઇ નડશે નહિ તમારે કોઇથી ભય પામવાની જરૂર નથી

૮-૬-'૬૬

૨૧૭૩

મૈત્રી ભાવનાનુ ફળ વૈરત્યાગ, પ્રમોદ ભાવનાનુ ફળ ઉચ્ચસ્થાન, કારુણ્ય ભાવનાનું ફળ દુઃખનાશ, માધ્યસ્થ્ય ભાવનાનુ ફળ સમતા

૯-૬-૬૬

૨૧૭૪

અધ્યાત્મની વિચારણા થોડી ક્ષણો પણ આવી જાય છે તો દિવસોના દિવસોને મંગલમય બનાવી જાય છે

૧૧-૬-'૬૬

૨૧૨૫

સત્ત્વનું સૌન્દર્ય પણ કોઈ અનેરૂં હોય છે

૧૧–૬–૬૬

૨૧૨૬

જો કાર્યની સ્થિરતા ઈચ્છતા હો તો તેની કિંમત ચૂકવવાની વૃત્તિને જાગૃત રાખો.

૨૧૨૭

મફતીયાની ટેવ બૂરી છે ને તે ભારે પડી જાય છે.

૧૧–૬–૬૬

૨૧૨૮

કિંમત ચૂકવ્યા સિવાય લાભ લેનારને કેટલી કિંમત ચૂકવવી પડે છે તેનું ભાન નથી હોતું, પછી તે કિંમત કોઈ પણ રૂપમાં હોય.

૧૧–૬–૬૬

૨૧૨૯

ભાગ્ય વધારો– ભાવ વધારો તમને ભટકાવશે નહિ.

૧૧–૬–૬૬

૨૧૩૦

સાહિત્યમાં પણ પકવાન્ન અને મિષ્ટાન્ન ઘટી ગયા છે. ફરસાણ વધી ગયું છે.

૧૧–૬–૬૬

૨૧૩૧

અભિરુચિને યોગ્ય રીતે વાળવી એ એક કેળવવા જેવી કળા છે.

૧૧–૬–૬૬

૨૧૩૨

સારૂ ભોજન કર્યું હોય તેના ઓડકાર જેટલા નથી આવતા તેથી ઘણા વધારે પ્રમાણમા કડવા અને ન ગમતા ભોજનનાં આવે છે એવુ જ માનસિક સ્થિતિમા છે તેનો ઉપાય તુરત લેવો હિતાવહ છે

૧૨-૬-૬૬

૨૧૩૩

ન ગમતા પ્રસગો ન બને એ તમારા હાથની વાત નથી પણ તેને ભૂલી જવા એ તમારા હાથની વાત છે

૧૨-૬-૬૬

૨૧૩૪

દાન કરો પણ નિદાન ન કરો ૧૨-૬-૬૬

૨૧૩૫

માન મેળવવા ઈચ્છા કરશો તો અભિમાન વધશે ને ને માન આપશો તો અભિમાન ઓગળી જશે

૧૨-૬-૬૬

૨૧૩૬

કાન હોય ને ભાન ન રાખે તો તે લબકર્ણું કહેવાય અને ભાન રાખે તો સકર્ણું

૧૨-૬-૬૬

૨૧૩૭

કુમતિને પનારે પડેલો જીવ ક્યારેક અકળાઈને કહે છે કે– તને જુતો મારીને કાઢીશ. જવાબમા કુમતિ કહે છે કે–

" વો દિન કહાંકે મીયાં કે પાંવમે જુત્તીયા " નિસત્ત્વ સત્વની આવી સ્થિતિ હોય છે.

૧૨-૩-૬૬

૨૧૩૮

સરસ રસામાંથી જેમ મણલખ પાક ઉતરે છે તેમ સરસ માનસમાંથી પણ—

૧૪-૬-૬૬

૨૧૩૯

તમારામાં અન્યની સમીક્ષા કરવાની જે વૃત્તિ છે તે જો સ્વની સમીક્ષા કરવા માટે જાગે તો કેટલો લાભ થાય ? એ અકલ્પ્ય છે.

૧૪-૬-૧૯૬૬

૨૧૪૦

કરુણાપાત્ર એ કોપપાત્ર નથી પણ એ ભૂલ જીવ ઘણી વખત કરે છે.

૧૪-૬-૬૬

૨૧૪૧

પરિગ્રહની વૃત્તિવાળો જીવ વસ્તુઓનો સંગ્રહ કરે છે. તે એમ માનતો હોય છે કે 'સંઘર્યો સાપ પણ કામ આવે' પણ એ વૃત્તિમાં તે કેટલીક ચીજો એવી સંઘરતો હોય છે કે- જેનો તત્કાલ ઉપયોગ કરવો જોઇએ, ન કરવામાં આવે આવે તો વસ્તુ વિણસી જાય એવું જ બનતું હોય છે. પણ સંગ્રહી જીવ સમજતો નથી. પરિણામે તે જીવને આવશ્યક ને ઉપયોગી ચીજ માટે પણ વલખાં મારવા પડે છે એવો

સંગ્રહી જીવ પાસે કેટલીક નજીવી એવી ચીજ હોય છે કે- જે ચીજની અન્યને અતિ આવશ્યકતા હોય છે પણ સંગ્રહી જીવ એવી ચીજ પણ બીજાને આપી શકતો નથી સામાને ભલે તેના એવા કર્મોદયને કારણે ન મળે પણ સંગ્રહીનું શું ? અપરિગ્રહની ભાવનાવાળાએ છોડતા શીખવું

૧૫-૬-૬૬

૨૧૪૨

દુભાઈ ગયેલું દુધ કોઈ ઉપયોગમાં લઈ શકાતું નથી, એવું જ જીવનને માટે છે, માટે એ દુભાઇ ન જાય એ માટે કાળજી રાખવી જરૂરી છે

૧૫-૬-૬૬

૨૧૪૩

અન્યના હિતને માટે ઉપચાર રૂપે કરાતો ક્રોધ પ્રશસ્ત છે

હિતકર ગુણ, મત, સ્થાન આદિનું યોગ્ય ગૌરવ પ્રશસ્ત છે

ધર્મકાર્યની સિદ્ધિ માટેનો પ્રપંચ પ્રશસ્ત છે

આત્માના ગણાતા પદાર્થો મેળવવાની લાલસા પ્રશસ્ત છે

૧૫-૬-૬૬

૨૧૪૪

કાર્યની ઉચિતતા અને અનુચિતતા સાપેક્ષ હોય છે પણ પોતાના દુષણોને કારણે કરાતા અનુચિત કાર્યોમાં અપેક્ષાનું આરોપણ કરવું ને તેને ઉચિત ગણવા પ્રયત્ન કરવો એ તો ખુબજ અનુચિત છે

૧૬-૬-૬૬

૨૧૪૫

મજબૂરીથી કરેલા અયોગ્ય વર્તનોમાંથી મજબૂરી દૂર થઇ જાય છે, ત્યારે પણ અયોગ્ય વર્તન રહી જાય છે.

૧૬–૬–૬૬

૨૧૪૬

ઉદાર વિચારણાઓ આસપાસના સંકુચિત વાતાવરણમાં આવતા સંકોચાય છે. શરમાય છે. આવે છે તો લજ્જાળુ એ તુરતજ ચાલી જાય છે.

૨૨–૬–૬૬

૨૧૪૭

કોઇપણ એક સારા ગુણની સારી રીતે પકડ જીવને આગળ વધારવા સમર્થ બને છે.

૨૨–૬–૬૬

૨૧૪૮

ફરજનું ફળ જોનાર ફરજથી ચુકી જાય છે ને મોટું નુકશાન કરે છે.

૨૨–૬–૬૬

૨૧૪૯

પોતાને જે કર્તવ્ય કરવાનું છે તે કરવાથી કર્તવ્ય નહિ કરનારા કેટલાક પ્રશંસા કરે છે પણ કર્તવ્ય કરનારે એ પ્રશંસાથી સહજ પણ ફુલાવું નહિં. નહિ તો પરિણામે કર્તવ્યવિમુખતા આવતા વાર નહિં લાગે.

૨૨–૬–૬૬

૨૧૫૦

વળતર એવું ન વિચારો કે જે આવનારને બળતરા કરે અને લેનારને કળતર. ૨૨-૬-૬૬

૨૧૫૧

મે ઘણાના ઘણા કાર્યો કર્યા છે, ને તેનું યોગ્ય વળતર સામા તરફથી નથી મળ્યું-નથી મળતું, એ વિચાર જ્યારે મને સતાવે છે, ત્યારે મારૂં ઘણાએ ઘણું કર્યું છે તેનું મે શું વળતર ચુકવ્યું છે એવો વિચાર કરૂં છું ત્યારે મને પ્રથમની સતામણી શમી જાય છે અને કર્તવ્યના દ્વાર ઉઘડતા જણાય છે ૨૨-૬-૬૬

૨૧૫૨

દાન દેનારે દાન લેનાર આપવામાં આવતી વસ્તુનો શો ઉપયોગ કરશે ? એની વિચારણા કરવાની જરૂર નથી એથી દાનગુણને વ્યાઘાત પહોંચે છે

૩૦-૬-૬૬

૨૧૫૩

સંપત્તિ યોગ્ય વિનિમયથી વૃદ્ધિ પામે છે

૩૦-૬-૬૬

૨૧૫૪

વિપત્તિનો વિનિયોગ થતો નથી

૩૦-૬-૬૬

૨૧૫૫

પ્રમાદને પેસવા માટે નાનું છિદ્ર પણ રાખવા જેવું નથી

 ૮-૭-૬૬

૨૧૫૬

પ્રમાદ અને ઉન્માદને મિત્રતા છે.

૮-૭-૬૬

૨૧૫૭

સ્વની શુદ્ધ ચિંતામાં વિશ્વની ચિંતા સમાઈ જાય છે.

૮-૭-૬૬

૨૧૫૮

મેલ કાઢતા ન આવડે તો ધાબા પડી જાય છે.

૮-૭-૬૬

૨૧૫૯

મૂર્ખ અણુસમજુ તો હોય છે, પણ તે પોતે પોતાને સમજુ માનતો નથી. એ જ અજ્ઞ અને મૂર્ખમાં તફાવત છે.

૮-૭-૬૬

૨૧૬૦

શબ્દ અર્થને વહન કરે છે પણ તેમાં દેશકાળ વ્યક્તિ વિશેષે અર્થ વહન કરવાની વિવિધતા રહે છે.

૮-૭-૬૬

૨૧૬૧

કાંઈ પણ અર્થ ન ધરાવતો હોય એવો કોઈ શબ્દ નથી છતાં અનર્થક શબ્દ કહેવાય છે. તે નિયત ન થયા એવા શબ્દ અંગે છે.

૮-૭-૬૬

૨૧૬૨

કોઇની પણ પાસેથી તમારૂ કાર્ય કરાવવુ હોય ત્યારે એટલુ ચોક્કસ વિચારજો કે તેથી બીજાનુ અને તમારૂ કાંઇ વિણસતુ નથી

૧૯-૭-૬૬

૨૧૬૩

તમારે એવી દષ્ટિ મેળવવાની જરૂર છે કે જે દૃષ્ટિ વડે તમે તમારા કાર્યમાં–તમારા સંસાર ને આત્માને જોઇ શકો

૧૯-૭-૬૬

૨૧૬૪

ભગવાન કરતા ભાવના ચડે છે

૧૯-૭-૬૬

૨૧૬૫

અર્પણનુ દર્પણ ઝાંખું હોય છે ને સમર્પણનુ સ્વચ્છ

૧૯-૭-૬૬

૨૧૬૬

યોગ્ય આત્માને યોગ્ય રીતે સમર્પિત થયેલાને સમર્પણ કરનારાની હાર લાગે છે

૧૯-૭-૬૬

૨૧૬૭

વિષમકાળમા સારા ગણાતા જીવોમા પણ એવુ જોવાય છે કે તેઓ ધર્મ કરતા નથી પણ તેમને ધર્મ કરવો પડે છે ને વ્યવહારના કાર્ય કરવા પડે છે એમ માનતા નથી પણ કરે છે

૧૯-૭-૬૬

૨૧૬૮

દૂષણના વારંવાર પરિચય પછી દૃષ્ટિમાં એવો વિચિત્ર ફેરફાર થઈ જાય છે કે તેના પ્રથમ અક્ષરને સ્થાને 'ભૂ' આવી જાય છે. ભયંકરતામાં ભળતો વધારો કરી મૂકે છે.

૧૯-૭-૬૬

૨૨૬૯

પાપે આજ સુધી તમને થાપ ખવરાવી છે. હવે એકાદ વખત તમે તેને થાપ ખવરાવો પછી જોઈ લો તમારામાં કેવો આત્મવિશ્વાસ જાગે છે.

૧૯-૭-૬૬

૨૨૭૦

કુપથ્યને છોડવા તરફ તદ્દન બેદરકાર રહેતો દર્દી, વૈદ્ય અને દવાનો વારંવાર વાંક કાઢતો હોય છે.

૧૯-૭-૬૬

૨૨૭૧

જીવનમાં જેટલી અગત્ય શ્વાસની છે તેટલી જ અગત્ય શ્રદ્ધાની છે એ એક સત્ય હકીકત છે.

૧૯-૭-૬૬

૨૧૭૨

રોગાણુથી ભરેલું હવામાન હોય છે ત્યારે શ્વાસમાં પણ રોગાણુઓ આવે છે એ જ પ્રમાણે શ્રદ્ધામાં પણ...

૧૯-૭-૬૬

૨૧૭૩

તમે તમને બરાબર ઓળખો તમારે બીજાને ઓળખવાની કાઇ જરૂર નથી

૧૯-૭-૬૬

૨૧૭૪

વિશુદ્ધ આત્મારૂપી દર્પણ તો સર્વથા સ્વચ્છ છે પણ તેમા જોવાની દૃષ્ટિ મેળવવી એ પ્રથમ જરૂરી છે નહિ તો ગમે તેટલા દર્પણ મળે તેથી શુ

૧૯-૭-૬૬

૨૧૭૫

વચનોની અસારતા-નિસારતા ઘણાં વચનો વ્યર્થ બોલાવે છે ને તેનુ યોગ્ય ફળ તો કાઇ મળતુ નથી. પણ મળતુ થોડુ યોગ્ય ફળ તેથી નાશ પામે છે માટે વચનને સત્વપૂર્ણ બનાવવુ, એવુ સત્વ કેળવવુ કે કાર્ય માટે-કહેવાતુ વચન એક પણ નિષ્ફળ ન જાય

૨૪-૭-૬૬

૨૧૭૬

જો તમારા વચનમા ઘણાનુ હિત કે અહિત સમાયુ હોય તો તે વચન ઉચ્ચારતા પૂર્વે ખૂબ સાવધ રહો

૨૪-૭-૬૬

૨૧૭૭

તમારો ન્યાય ગુન્હેગાર પાસે ન કરાવો

૨૪-૭-૬૬

૨૧૭૮

નિખાલસ ભાવે ભગવાન પાસે ગદ્‌ગદિત થવું એ દીનતા નથી.

૨૪-૭-૭૬

૨૧૭૯

ભલે તમે તમારી ભૂલને ભૂલી જાવ પણ ભૂલ તમને ભૂલશે નહિ.

૨૪ ૭-૬૬

૨૧૮૦

દુઃખને એવી રીતે દૂર ન કરો કે એ બીજા હજાર દુઃખને જન્મ આપે.

૨૪-૭-૬૬

૨૧૮૧

જીવ દરેક પાપ સતત કરતો નથી પણ તેને તેનો પરિચય સતત રહે છે, તેનું નામજ સંસાર છે. જેમ જેમ તેનો પરિચય ઘટતો જાય છે, તેમ તેમ જીવ ઉંચે આવતો જાય છે.

૨૪-૭-૬૬

૨૧૮૨

પરિચય છૂટી ગયા પછી પણ સકારણ પાપ મુલાકાત લઇ જાય છે. પણ ઘર કરી બેસતું નથી.

૨૪-૭-૬૬

૨૧૮૩

કર્મ તમને વારંવાર સતાવે છે, એકાદ વખત તો તમે તને સતાવો.

૨૪-૭-૬૬

૨૧૮૪

તમારા દોષના તમે ભલે બીજાને જવાબદાર ગણો ગણાવો પણ તેથી તેના પરિણામથી તમે છટકી શકશો નહિ
૨-૮-૬૬

૨૧૮૫

શરમથી સારૂ કામ થાય છે ને ખરાબ પણ, પણ સમજથી તો સારૂ કામ જ થાય છે
૧૦-૮-૬૬

૨૧૮૬

બધુ ચડે તો ચડવા દેજો પણ વાયુને ચડવા દેતા નહિ, નહિ તો ભારે પડી જશે ૧૦-૮-૬૬

૨૧૮૭

અનાથ જીવોને માથે કોઈ નાથ નથી, તેઓ નાથી શકાતા નથી.
૧૦-૮-૬૬

૨૧૮૮

સવળા સયોગો પ્રાપ્ત તો થાય છે, પણ ટકતા નથી ટકાવવા માટે જીવ કાળજી લેતો નથી એટલે ચાલ્યા જાય છે
૧૦-૮-૬૬

૨૧૮૯

આત્મનિરીક્ષણ એવુ ન કરો કે તમારો ઉત્સાહ ઓસરી જાય
૧૦-૮-૬૬

૨૧૯૦

કપડાંને ઉજળા કરવા માટે એવી રીતે ન ધોવા કે તે ફાટી જાય.

૧૦-૮-૬૬

૨૧૯૧

ફાટેલા કપડા સાંધી શકાય છે, પણ મગજ નહિ—ફ્રુધીની જેમ.

૧૦-૮-૬૬

૨૧૯૨

સર્વ કરતાં ભયંકર ભૂલભૂલામણી શબ્દોની છે.

૧૦-૮-૬૬

૨૧૯૩

સામાન્ય રીતે મનુષ્યને પોતાને ગમના કાર્યોમાં ગમ સારી પડે છે.

૧૦-૮-૬૬

૨૧૯૪

ગમ વગરના કોઇને ગમતા નથી.

૧૦-૮-૬૬

૨૧૯૫

ભાવના, ભક્તિ અને કુશળતા એ ત્રણેનો સંગમ ત્રિવેણી તીર્થ સમ પવિત્ર બની જાય છે.

૧૦-૮-૬૬

૨૧૫૦

વળતર એવુ ન વિચારો કે જે આવનારને બળતરા કરે અને લેનારને કળતર ૨૨-૬-૬૬

૨૧૫૧

મે ઘણાના ઘણા કાર્યો કર્યા છે, ને તેનુ યોગ્ય વળતર સામા તરફથી નથી મળ્યુ-નથી મળતુ, એ વિચાર જ્યારે મને સતાવે છે, ત્યારે મારૂ ઘણાએ ઘણુ કર્યુ છે તેનુ મે શુ વળતર ચુકવ્યુ છે એવો વિચાર કરૂ છુ ત્યારે મને પ્રથમની સતામણી શમી જાય છે અને કર્તવ્યના દ્વાર ઉઘડતા જણાય છે ૨૨-૬-૬૬

૨૧૫૨

દાન દેનારે દાન લેનાર આપવામા આવતી વસ્તુનો શો ઉપયોગ કરશે ? એની વિચારણા કરવાની જરૂર નથી એથી -દાનગુણને વ્યાઘાત પહોચે છે

૩૦-૬-૬૬

૨૧૫૩

સપત્તિ યોગ્ય વિનિમયથી વૃદ્ધિ પામે છે

૩૦-૬-૬૬

૨૧૫૪

વિપત્તિનો વિનિયોગ થતો નથી

૩૦-૬-૬૬

૨૧૫૫

પ્રમાદને પેસવા માટે નાનુ છિદ્ર પણ રાખવા જેવુ નથી

૧૮ ૮-૭-૬૬

૨૧૫૬

પ્રમાદ અને ઉન્માદને મિત્રતા છે.

૮-૭-૬૬

૨૧૫૭

સ્વની શુદ્ધ ચિંતામાં વિશ્વની ચિંતા સમાઈ જાય છે.

૮-૭-૬૬

૨૧૫૮

મેલ કાઢતા ન આવડે તો ધાબા પડી જાય છે.

૮-૭-૬૬

૨૧૫૯

મૂર્ખ અણસમજુ તો હોય છે, પણ તે પોતે પોતાને સમજુ માનતો નથી. એ જ અજ્ઞ અને મૂર્ખમાં તફાવત છે.

૮-૭-૬૬

૨૧૬૦

શબ્દ અર્થને વહન કરે છે પણ તેમાં દેશકાળ વ્યક્તિ વિશેષે અર્થ વહન કરવાની વિવિધતા રહે છે.

૮-૭-૬૬

૨૧૬૧

કાંઈ પણ અર્થ ન ધરાવતો હોય એવો કોઈ શબ્દ નથી છતાં અનર્થક શબ્દ કહેવાય છે. તે નિયત ન થયા એવા શબ્દ અંગે છે.

૮-૭-૬૬

૨૧૬૨

કોઇની પણ પાસેથી તમારૂ કાર્ય કરાવવુ હોય ત્યારે એટલુ ચોક્કસ વિચારજો કે તેથી બીજાનુ અને તમારૂ કાઇ વિણસતુ નથી

૧૯-૭-૬૬

૨૧૬૩

તમારે એવી દષ્ટિ મેળવવાની જરૂર છે કે જે દૃષ્ટિ વડે તમે તમારા કાર્યમા–તમારા સસાર ને આત્માને જોઇ શકો

૧૯-૭-૬૬

૨૧૬૪

ભગવાન કરતા ભાવના ચડે છે

૧૯-૭-૬૬

૨૧૬૫

અર્પણનુ દર્પણ ઝાખુ હોય છે ને સમર્પણનુ સ્વચ્છ

૧૯-૭-૬૬

૨૧૬૬

યોગ્ય આત્માને યોગ્ય રીતે સમર્પિત થયેલાને સમર્પણ કરનારાની હાર લાગે છે.

૧૯-૭-૬૬

૨૧૬૭

વિષમકાળમા સારા ગણાતા જીવોમા પણ એવુ જોવાય છે કે તેઓ ધર્મ કરતા નથી પણ તેમને ધર્મ કરવો પડે છે ને વ્યવહારના કાર્ય કરવા પડે છે એમ માનતા નથી પણ કરે છે

૧૯-૭-૬૬

૨૧૬૮

દૂષણના વારંવાર પરિચય પછી દૃષ્ટિમાં એવો વિચિત્ર ફેરફાર થઈ જાય છે કે તેના પ્રથમ અક્ષરને સ્થાને 'ભૂ' આવી જાય છે. ભયંકરતામાં ભળતો વધારો કરી મૂકે છે.

૧૯-૭-૬૬

૨૨૬૯

પાપે આજ સુધી તમને થાપ ખવરાવી છે. હવે એકાદ વખત તમે તેને થાપ ખવરાવો પછી જોઈ લો તમારામાં કેવો આત્મવિશ્વાસ જાગે છે.

૧૯-૭-૬૬

૨૨૭૦

કુપથ્યને છોડવા તરફ તદ્દન બેદરકાર રહેતો દર્દી, વૈદ્ય અને દવાનો વારંવાર વાંક કાઢતો હોય છે.

૧૯-૭-૬૬

૨૨૭૧

જીવનમાં જેટલી અગત્ય શ્વાસની છે તેટલી જ અગત્ય શ્રદ્ધાની છે એ એક સત્ય હકીકત છે.

૧૯-૭-૬૬

૨૧૭૨

રોગાણુથી ભરેલું હવામાન હોય છે ત્યારે શ્વાસમાં પણ રોગાણુઓ આવે છે એ જ પ્રમાણે શ્રદ્ધામાં પણ...

૧૯-૭-૬૬

૨૧૭૩

તમે તમને બરાબર ઓળખો તમારે બીજાને ઓળખવાની કાઈ જરૂર નથી

૧૯-૭-૬૬

૨૧૭૪

વિશુદ્ધ આત્મારૂપી દર્પણ તો સર્વથા સ્વચ્છ છે પણ તેમા જોવાની દૃષ્ટિ મેળવવી એ પ્રથમ જરૂરી છે નહિ તો ગમે તેટલા દર્પણ મળે તેથી શુ

૧૯-૭-૬૬

૨૧૭૫

- વચનોની અસારતા–નિસારતા ઘણાં વચનો વ્યર્થ બોલાવે છે ને તેનું યોગ્ય ફળ તો કાઈ મળતુ નથી. પણ મળતુ થોડુ યોગ્ય ફળ તેથી નાશ પામે છે માટે વચનને સત્વપૂર્ણ બનાવવુ, એવું સત્વ કેળવવુ કે કાર્ય માટે–કહેવાતું વચન એક પણ નિષ્ફળ ન જાય

૨૪-૭-૬૬

૨૧૭૬

જો તમારા વચનમા ઘણાનુ હિત કે અહિત સમાયુ હોય તો તે વચન ઉચ્ચારતા પૂર્વે ખૂબ સાવધ રહો

૨૪-૭-૬૬

૨૧૭૭

તમારો ન્યાય ગુન્હેગાર પાસે ન કરાવો

૨૪-૭-૬૬

૨૧૭૮

નિખાલસ ભાવે ભગવાન પાસે ગદ્ગદિત થવું એ દીનતા નથી.

૨૪-૭-૭૬

૨૧૭૯

ભલે તમે તમારી ભૂલને ભૂલી જાવ પણ ભૂલ તમને ભૂલશે નહિ.

૨૪ ૭-૬૬

૨૧૮૦

દુઃખને એવી રીતે દૂર ન કરો કે એ બીજા હજાર દુઃખને જન્મ આપે.

૨૪-૭-૬૬

૨૧૮૧

જીવ દરેક પાપ સતત કરતો નથી પણ તેને તેનો પરિચય સતત રહે છે, તેનું નામજ સંસાર છે. જેમ જેમ તેનો પરિચય ઘટતો જાય છે, તેમ તેમ જીવ ઉંચે આવતો જાય છે.

૨૪-૭-૬૬

૨૧૮૨

પરિચય છૂટી ગયા પછી પણ સકારણ પાપ મુલાકાત લઇ જાય છે. પણ ઘર કરી બેસતું નથી.

૨૪-૭-૬૬

૨૧૮૩

કર્મ તમને વારંવાર સતાવે છે, એકાદ વખત તો તમે તેને સતાવો.

૨૪-૭-૬૬

૨૧૮૪

તમારા દોષના તમે ભલે બીજાને જવાબદાર ગણો ગણાવો પણ તેથી તેના પરિણામથી તમે છટકી શકશો નહિ.
૨-૮-૬૬

૨૧૮૫

શરમથી સારૂ કામ થાય છે ને ખરાબ પણ, પણ સમજથી તો સારૂ કામ જ થાય છે
૧૦-૮-૬૬

૨૧૮૬

બધુ ચડે તો ચડવા દેજો પણ વાયુને ચડવા દેતા નહિ, નહિ તો ભારે પડી જશે ૧૦-૮-૬૬

૨૧૮૭

અનાથ જીવોને માથે કોઈ નાથ નથી, તેઓ નાથી શકાતા નથી
૧૦-૮-૬૬

૨૧૮૮

સવળા સયોગો પ્રાપ્ત તો થાય છે, પણ ટકતા નથી ટકાવવા માટે જીવ કાળજી લેતો નથી એટલે ચાલ્યા જાય છે
૧૦-૮-૬૬

૨૧૮૯

આત્મનિરીક્ષણ એવુ ન કરો કે તમારો ઉત્સાહ ઓસરી જાય
૧૦-૮-૬૬

૨૧૯૦

કપડાને ઉજળા કરવા માટે એવી રીતે ન ધોવા કે તે ફાટી જાય.

૧૦-૮-૬૬

૨૧૯૧

ફાટેલા કપડા સાંધી શકાય છે, પણ મગજ નહિ —દૂધીની જેમ.

૧૦-૮-૬૬

૨૧૯૨

સર્વ કરતાં ભયંકર ભૂલભૂલામણી શબ્દોની છે.

૧૦-૮-૬૬

૨૧૯૩

સામાન્ય રીતે મનુષ્યને પોતાને ગમતા કાર્યોમાં ગમ સારી પડે છે.

૧૦-૮-૬૬

૨૧૯૪

ગમ વગરના કોઇને ગમતા નથી.

૧૦-૮-૬૬

૨૧૯૫

ભાવના, ભક્તિ અને કુશળતા એ ત્રણેનો સંગમ ત્રિવેણી તીર્થ સમ પવિત્ર બની જાય છે.

૧૦-૮-૬૬

૨૧૯૬

શાન્ત અને સ્વચ્છ સરોવરમા ડોળાણ અને તોફાન જન્માવી શકાતા નથી

૧૦-૮-૬૬

૨૧૯૭

જડ જીવો એકની એક વાતને વળગી રહે છે પણ સમજ્યા વગર જ્યારે સમજુ જીવો સાચી વાતને સમજીને વગગી રહે છે પ્રથમના જીવો કદાગ્રહી કહેવાય છે ને બીજા દૃઢ

૧૬-૮-૬૬

૨૧૯૮

સાચી વસ્તુને સાચી માનવામા જો બાહ્ય સ્વાર્થ ભાગ ભજવતો હોય તો તે માન્યતા કે સમજ ચિર જીવ નથી એમ ચોક્કસ માનજો

૧૬-૮-૬૬

૨૧૯૯

સંસારને ધર્મનુ સાધન બનાવવાની કળા સમ્યક્ત્વ શિખડાવે છે ને મિથ્યાત્વ ધર્મને સ સારનું સાધન બનાવવાની કળા.

૨૦-૮-૬૬

૨૨૦૦

બુદ્ધિને બાર ગાઉને છેટુ જેને હોય છે તેઓ પોતાને બુદ્ધિમાન કહેડ વતા ફરતા હોય છે

૨૦ ૮-૬૬

૨૨૦૧

છદ્મસ્થ જીવ દરેક વાત હું સમજું છું એવી સમજ જ્યારે ધરાવે છે ત્યારે તે દુઃખના દ્વાર ઉઘાડા કરે છે.

૨૦-૮-૬૬

૨૨૦૨

તમને મિત્રો કેવા ગમે છે તેના પરથી તમારું જીવન કેવું છે તે નક્કી કરી શકાય છે.

૨૦-૮-૬૬

૨૨૦૩

રસમય શ્રવણ કરવું એક છે ને હિતકર શ્રવણમાં રસ કેળવવો એ બીજું છે.

૨૦-૮-૬૬

૨૨૦૪

પથ્યભોજનને સ્વાદિષ્ટ કરીને ખવડાવવાની જેમ હિતકર શ્રવણને રસમય કરીને કહેવાની વક્તાની વિશિષ્ટ કળા છે.

૨૦-૮-૬૬

૨૨૦૫

પુણ્ય કાર્ય કરવામાં વિચાર કરવાની જરૂર નથી. પણ પાપકાર્ય કરવામાં સો વિચાર કરજો. જો કે તમે કરો તો છો એમજ ફક્ત પુણ્ય-પાપને સ્થાન ફેર કરીને.

૨૦-૮-૬૬

૨૨૦૬

મહત્તા મળવી મુશ્કેલ નથી પણ નમ્રતા આવવી અતિ મુશ્કેલ છે.

૨૦-૮-૬૬

૨૨૦૭

તમે ત્યાથી ગમે ત્યારે જાવ એનો વાધો નથી પણ હવે આ જાય તો સારૂ એવી સ્થિતિમા મૂકાઈને જવાનુ પસદ કરતા નહિ.

૨૦-૮-૬૬

૨૨૦૮

તમને લાભ દેનારી એકાદ ચીજને પ્રાણાન્તે પણ વળગી રહેજો

૨૦-૮-૬૬

૨૨૦૯

જગનમા હમેશા કચરોજ બળતો હોય છે કચન નહિં

૨૦-૮-૬૬

૨૨૧૦

'ધર્મ'નો અર્થ બાળવુ થાય છે પણ ધમ-ધમ કરવાથી બાળી શકાતુ નથી અગ્નિ આવે તોજ બાળી શકાય છે 'ર' એ અગ્નિ છે. 'ધમ' મા જ્યારે એ પ્રવેશે છે ત્યારે તે ધર્મ બને છે ને તેનામા કચરાને બાળવાનુ પૂર્ણ સામર્થ્ય પ્રકટે છે

૨૦-૮-૬૬

૨૨૧૧

વિવેક જ્ઞાન છે અને વિનય ક્રિયા છે

પ્ર (પર) માદ બાવન લક્ષ્મીને છેદે ને જો તેનાથી પર થવાય તો લક્ષ્મીને આપે છે

'મા' લક્ષ્મી અને 'દ' એટલે છેદવું ને આપવું. બાવન અક્ષર–જ્ઞાન.

૨૦–૮–૬૬

૨૨૧૨

વિષમ કાળમાં જીવ જીવવાની ઈચ્છા કરતાં મરવાની ઈચ્છા વધુવાર કરે છે.

૨૦–૮–૬૬

૨૨૧૩

ભૂલની સંખ્યા કરતાં મત ભયંકર છે.

૨૦–૮–૬૬

૨૨૧૪

વિપત્તિના વાદળો કેમ વીખરાઈ જાય એવો વિચાર દરેકને આવે છે પણ એ વાદળો ફરી આવેજ નહિ. એવો વિચાર વિચારકને જ આવે છે.

૨૦–૮–૬૬

૨૨૧૫

પ્રવિચાર અને અવિચાર સમાન અર્થના જનક છે.

૨૦–૮–૬૬

૨૨૧૬

ભવવ્યાધિ દૂર કરવાની ભાવના હોયતો અબ્રહ્મ રૂપ અપથ્યનો સત્વર ત્યાગ કરો.

૨૦–૮–૬૬

૨૨૧૭

વાસનાની વિચિત્ર ભૂખવાળા વિષયભક્ષણ એવી રીતે

કરતા હોય છે કે તેથી તેમની તે ક્ષુધાનુ શમન થતુ નથી અજીર્ણ થાય છે ને તેઓની અતૃપ્તિ તેમને વારવાર ભક્ષણ કરવા ઉત્તેજિત કરતી હોય છે આ સર્વ અવિનાશને વિનાશને પથે ખેચી જાય છે

૨-૯-૬૬

૨૨૧૮

ગૃહસ્થાશ્રમ એ જીવનો શ્રમપૂર્ણ આશ્રમ છે, છતાં મોહ તેને વિશ્રામ મનાવે છે

૨-૯-૬૬

૨૨૧૯

અમુક વાત અમુક સ્થિતિમા સમજી શકાતી નથી આવી પરિસ્થિતિમા તે સમજવા માટે અને સમજાવવા માટે જીદ કરવી એ મૂર્ખતા છે તેથી કાર્ય સરતુ નથી અને વાત વિણસી જાય છે

૨-૯-૬૬

૨૨૨૦

વાતનુ વતેસર કરવુ સહેલુ છે, પણ વતેસર થઇ ગયા પછી તેને વાતમા લઇ આવવુ કઠિન છે-મુશ્કેલ છે

૨-૯-૬૬

૨૨૨૧

વાતાવરણમા હવા કરતા વાર્તાની વિશેષ મુખ્યતા છે

૨-૯-૬૬

૨૨૨૨

હવામાનના તત્ત્વોને શરીર સવળા અવળા બન્ને પ્રકારે

ગ્રહણ કરે છે ને તેથી પુષ્ટ થાય છે ને પીડાય છે. એ પ્રમાણે વાર્તા–ઉપદેશનું પણ છે. અવળી અસરને દૂર કરવા ઉપચાર કરવો જરૂરી છે ને સવળી અસર ચિરંજીવ કરવા.

૫–૧૦–૬૬

૨૨૨૩

સમર્થ જીવો પણ લક્ષ્ય બદલ્યા કરે છે તો પ્રગતિ સાધી શકતા નથી.

૫–૧૦–૬૬

૨૨૨૪

વિરુદ્ધ લક્ષ્ય સાધવા માટે બળ વાપરનાર છેવટે વટ જાળવી શકતો નથી.

૪–૧૦–૬૬

૨૨૨૫

આધિ વ્યાધિ અને ઉપાધિમાં સૌથી વિશેષ અકળાવનાર ઉપાધિ છે. એ જેમ જેમ ઓછી થાય છે તેમ તેમ આધિ અને ઉપાધિની અકળામણ ઓછી થતી જાય છે.

૫–૧૦–૬૬

૨૨૨૬

અનેકાન્તનું ખરું રહસ્ય સમજનાર શંકાશીલ રહેતો નથી.

૫–૧૦–૬૬

૨૨૨૭

કરવા યોગ્ય કાર્યની અનુકૂળતા હોવા છતાં તે નહિં કરનાર જ્યારે તેનો લાભ ગૂમાવે છે, અને તેનો આરોપ બીજા

પર નાખે છે, ત્યારે તે પોતાની સર્વશ્રેષ્ઠ મૂર્ખતાનુ પ્રદર્શન કરે છે

૫-૧૦-૬૬

૨૨૨૮

ઘણા શુદ્ર બીજો વાવીને તેના ફળોમા રાચનાર કરતા એક ઉત્તમબીજનું ઉત્તમ ફળ લાંબે સમયે મેળવનાર ખૂબ આગળ વધેલો છે

૫-૧૦-૬૬

૨૨૨૯

ઘણા જીવો પત્થરની પચાતમા રત્નને ગુમાવતા હોય છે.

૫-૧૦-૬૬

૨૨૩૦

પથ્ય અને કુપથ્યની વિચારણાનુ ક્ષેત્ર સંકુચિત ન રાખો તન, મન, ધન, વચન, વર્તન દરેકમા એ વિચારણાને આગળ કરો

૫-૧૦-૬૬

૨૨૩૧

જીવ એક ઉચ્ચ આત્માની આજ્ઞાને અનુસરે તો તેને ઉચ્ચતા મેળવવામા વિલંબ થતો નથી

૫-૧૦-૬૬

૨૨૩૨

કોઈ પણ તંત્રમા અનેકની આજ્ઞા ફળવતી બનતી નથી

૭-૧૦-૬૬

૨૨૩૩

તીર્થંકરોના શાસનમાં પણ એક સાથે બે તીર્થંકરોનું શાસન હોતું નથી.

૭-૧૦-૬૬

૨૨૩૪

સ્વભાવ ફરી શકતો નથી પ્રાણ ને પ્રકૃતિ સાથેજ જાય છે. એવા વચનોને આગળ કરી જેઓ પોતાના દુઃસ્વભાવને પુષ્ટ થવા દે છે. તેઓ આખર પોતાના દોષે પોતેજ વિનાશને નોંતરે છે.

૭-૧૦-૬૬

૨૨૩૫

ભક્તિભાવમાં ભાવ જેટલા પ્રમાણમાં હોય છે તેટલોજ તેનો ભાવ ઉપજે છે.

૭-૧૦-૬૬

૨૨૩૬

સમર્થ આત્મા જે સહજમાં કરી શકે છે તેજ અસમર્થ આત્મા સ્વપ્નામાં પણ કરી શકતો નથી. એ એવું કરવાની વાત કરે તો તે પાગલ છે એમ લોકો સમજે છે.

વિચાર પણ કાર્યક્ષેત્રની મર્યાદામાં રહીને કરવાથી સંગત ગણાય છે.

૮-૧૦-૬૬

૨૨૩૭

વસ્તુ સારી હોવી એક વાત છે. ને વસ્તુને સારી રીતે ઉપયોગમાં લેવી બીજી વાત છે.

૮-૧૦-૬૬

૨૨૩૮

વિરહવહ્નિ પ્રીતિવેલડીને બાળતો નથી એ હકીકત છે

૮-૧૦-૬૬

૨૨૩૯

વિરહમા જે 'રહ' એકાન્ત છે તે એવો વિશિષ્ટ છે કે તે ઘણા જીવોની વચમા હોવા છતા એકાતનો અનુભવ કરાવતો હોય છે

૮-૧૦-૬૬

૨૨૪૦

એ એક હોય તો બધુ છે ને એ નથી તો કાઇ નથી આવા અનુભવો સાસારિક દૃષ્ટિએ જીવે અગણિત વાર કર્યા છે પરમાત્માને અનુલક્ષીને આવો અનુભવ એક વાર થાય એટલે બેડો પાર

૮-૧૦-૬૬

૨૨૪૧

વિજ્ઞ અને મૂર્ખને બીજાને ઓળખ આપવાની કાંઈ જરૂર નથી

૧૦-૧૦-૬૬

૨૨૪૨

તમારા વર્તનમા તમારૂ વતન સમાયેલુ છે

૧૦-૧૦-૬૬

૨૨૪૩

સહિષ્ણુતા સયમ જીવનનુ પ્રથમ સોપાન છે

 ૧૦-૧૦-૬૬

૨૨૪૪

અસમર્થ આત્માઓને સમર્થ આત્માઓનું અનુકરણ કરવાના કોડ ખૂબ થતા હોય છે.

૨૨૪૫

નિઃસ્પૃહ આત્માઓને સસ્પૃહ જીવો જ્યારે સ્પૃહાના પ્રલોભનો આપીને કામ કઢાવા પ્રયત્ન કરતા હોય છે ત્યારે કાળ હસે છે.

૧૧-૧૦-૬૬

૨૨૪૬

તદ્દન નજીવી વસ્તુ પરનો રાગ પણ દૂર કરી શકાતો નથી ને દૂર થાય છે ત્યારે તે વ્યવહારમાં ગમે તેટલી કિંમત વાળી ગણાતી હોય તો પણ તેના પરનો રાગ દૂર થાય છે.

૧૧-૧૦-૬૬

૨૨૪૭

તમને અમારૂં કામ ભલે સાવ સામાન્ય લાગતું હોય પણ અત્યારે તે ઘણું મહાન છે.

અને જો એમ ન હોય તો તમારૂં મહાન ગણાતું કાર્ય પણ આગળ ગયેલાની અપેક્ષાએ મહાન નથી નજીવું છે. વ્યવહારની દૃષ્ટિએ આવી તરતમતાઓ રહેવાની બાકી નિશ્ચયની દૃષ્ટિએ વ્યવહારના કાર્યમાત્ર અનુપાદેયની કક્ષાના છે.

૧૧-૧૦-૬૬

૨૨૪૮

જીવનના એક એક ક્ષણ સફળ કરવાની ઈચ્છાવાળો જીવ જો એક ક્ષણ બરાબર સફળ કરે તો બાકીના બીજા બધા ક્ષણો

સફળ કરવા માટે તેને બહુ લક્ષ્ય રાખવાની જરૂર નથી બીજા ક્ષણો આપમેળે સફળ થઈ જશે

૧૧-૧૦-૬૬

૨૨૪૯

જો તમારૂ એક વચન કાર્યક્ષમ નથી તો હજાર વચન પણ નથી, માટે વચનને કાર્યક્ષમ કરવા સલક્ષ્ય રહેવુ અગત્યનુ છે ૧૧-૧૦-૬૬

૨૨૫૦

વફાદારી અને અવફાદારી સ્વભાવજન્ય અને કારણજન્ય હોય છે

કેટલાકમા બન્ને પ્રકારે હોય છે કેટલાકમા કોઈ પણ એક પ્રકારે હોય છે ને કેટલાકમા કોઈ પણ પ્રકારે હોતી નથી

૧૧-૧૦-૬૬

૨૨૫૧

ભૂમિકાને સમજીને કરેલુ વાવેતર સુન્દર ફળ આપે છે

૧૨-૧૦-૬૬

૨૨૫૨

તમારા માલના મૂલ્ય તમે ન આંકી વેપારીને કરવા દો તમે વેપારી હો ને તે રીતે કરતા હો તો ભલે કરો-આંકો નહિ

૧૨-૧૦ ૬૬

૨૨૫૩

કેવળ બારદાન ઉપર મોહી ન પડો

૧૩-૧૦ '૬

૨૨૫૪

માલનું મૂલ્યાંકન કરવાની શક્તિ વગરના મોહક બારદાન જોઈને ઠગાય છે. ને સાધારણ બારદાન જોઈને વસ્તુથી વંચિત રહે છે.

૧૩-૧૦-૬૬

૨૨૫૫

સારો માલ સારા બારદાનમાં રાખવો જોઈએ એમાં બે મત નથી. પણ સારો માલ સારા બારદાનમાં હોય તો જ સારો છે નહિં તો નહિ એ વાત બરાબર નથી.

૧૩-૧૦-૬૬

૨૨૫૬

શરીર એ બારદાન છે. ૧૩-૧૦-૬૬

૨૨૫૭

છતી શક્તિએ જે જીવ પોતાના કાર્યક્ષેત્રને અનુરૂપ શિક્ષણ મેળવતો નથી તેથી વધુ દયાપાત્ર ભાગ્યેજ બીજા હશે.

૧૩-૧૦-૬૬

૨૨૫૮

રાગના આકર્ષણ ક્ષણિક છે. વૈરાગના આકર્ષણ ચિરંજીવ છે ને વીતરાગના આકર્ષણ શાશ્વત છે.

૧૩-૧૦-૬૬

૨૨૫૯

કર્તવ્યભીરુ પાછો પડે છે. ને કર્તવ્યરત આગળ વધે છે.

૧૩-૧૦-૬૬

૨૨૬૦

જડની જડ પકડવી સહેલી નથી.

૨૧-૧૦-૬૬

૨૨૬૧

યંત્રને ચેતન ચલાવે ત્યાં સુધી મહત્વ છે પણ ચેતનને યંત્ર ચલાવે ત્યારે વિનિપાત નજીક છે

૨૧-૧૦-૬૬

૨૨૬૨

ચૈતન્યનું મૂલ્ય સમજાયા બાદ મોહક સાધનો ગમે તેવા હોય તો પણ આકર્ષતા નથી

૨૧-૧૦-૬૬

૨૨૬૩

વાત કરવામા અને તેને વર્તનમા મૂકવામા કેટલું અંતર છે તે સમજવા જેવુ છે

૨૨૬૪

કલ્પનાની વિચારણાઓ બધી કર્તવ્યમા મૂકાતી નથી એ હકીકત છે છતા ઉત્તમ જીવોને કર્તવ્યમા ન મૂકી શકાય એવી કલ્પના આવતી જ નથી

૨૧-૧૦-૬૬

૨૨૬૫

સાચી વાતની પકડ એવી ન પકડવી જોઈએ કે જેથી એ વાત વણસી જાય

૨૧-૧૦-૬૬

૨૨૬૬

પોતાને સરલ કહેવરાવવા ખાતર સાચી વાતને છોડી દેનારાને ઘણો ગેરલાભ થાય છે.

૨૧-૧૦-૬૬

૨૨૬૭

વાતપ્રકૃતિવાળા વ્યર્થ વાત વધુ કરતા હોય છે.

૨૧-૧૦-૬૬

૨૨૬૮

વિષમતામાં માર્ગ કાઢવો એ ડહાપણ છે અને વિષમતા ઉભી કરવી એ મૂર્ખતા છે.

૨૧-૧૦-૬૬

૨૨૬૯

સમતાની વિરુદ્ધ જનારને ડગલે ને પગલે વિષમતા મળ્યા જ કરે છે. ૨૧-૧૦-૬૬

૨૨૭૦

પ્રથમ શત્રુને બરાબર ઓળખો ને પછી તેના પર તૂટી પડો—કેવળ ક્રૂર નથી. ૨૧-૧૦-૬૬

૨૨૭૧

જીવને શત્રુ મિત્ર રૂપે મળે છે ને પછી પ્રોત પ્રકાશે છે.

૨૧-૧૦-૬૬

૨૨૭૨

જે ઇચ્છા ઉપર ચડી બેસે છે તે ઉંચે ચડે છે અને જેના ઉપર ઇચ્છા ચડી બેસે છે—તે ખાડામાં પડે છે.

૨૨-૧૦-૬૬

૨૨૭૩

સ્વાધ્યાય, તપ અને વૈયાવચ્ચમા રતિવાળાને સયમ
ામા રહે છે અને વિકથા-વિમોહ ને વાસનાવાળાને
ડામા આત્મ-સયમ સ્વર્ગ છે અને વસ્ત્રસયમ વિનિપાત છે
૨૨-૧૦-૬૬

૨૨૭૪

જોઈ રહેનાર લડી શકતો નથી અને લડનાર જોઇ રહેતો
ી-એવુ જ ત્યાગમાર્ગ માટે છે

૨૨-૧૦-૬૬

૨૨૭૫

જે માણી જાણે છે તે કડવાને મિષ્ટ કરી જાણે છે અને
ે માણી નથી જાણતો તે મિષ્ટને પણ કડવુ કરે છે
૨૨-૧૦-૬૬

૨૨૭૬

પારકી પચાતમાં જીવે પોતાનુ ઘણુ ગુમાવ્યુ છે
૨૪-૧૦-૬૬

૨૨૭૭

જગતમા મોટે ભાગે તક માટે તર્ક ચાલે છે ને તેમાથી
તકરાર જન્મે છે ને મોટી થાય છે-માખણ જેને મલે છે તે
તેમાથી મુક્ત થાય છે-છૂટે છે

૨૪-૧૦-૬૬

૨૨૭૮

ક્રોધ તો ગુરુનો — માન તો ધર્મનો
માયા તો વીતરાગની — લોભ તો ગુણનો
૨૪-૧૦-૬૬

૨૨૭૯

છત્ર હો તો બરાબર છે, નહિં તો છત્રની છાયામાં હેવ ... શીખો; જો એમ નહિં કરો તો દયાપાત્ર ગણાશો.

૧-૧૧-૬૬

૨૨૮૦

વિશાળ છત્ર નીચે રહેવાનું ન મળે તો નાની છત્રી પણ રક્ષણ આપે છે એટલે એ નકામી છે એમ ન સમજવું — ને તેની સાચવણી બરાબર કરવી.

૧-૧૧-૬૬

૨૨૮૧

અનેક વચ્ચે રહેવા છતાં હું એક છું એવી વિચારણા કેળવનાર અનેકનું હિત કરી શકે છે ને પોતાનું પણ સાધી શકે છે.

૨-૧૧-૬૬

૨૨૮૨

બીજાને સહકાર આપવાની વૃત્તિવાળો બીજાનો સહકાર મેળવી શકે છે. તે સહકાર બને છે.

૨-૧૧-૬૬

— સમાપ્ત —

મુદ્રક : સ્યાદ્વાદ મુદ્રણાલય, ભૂતેશ્વર રોડ—પાલીતાણા.
( શ્રી વૃદ્ધિ-નેમિ-અમૃત વિહાર પાછળ. )